# વાએજો.

દસતુર જામાસપજી મીનોચેહરજી
જામાસ્પ આશાનાએ

ગયા ફ્રવરદેગાનના દીવસો ઊપર કીધેલી.



મુંબઈ મધે,
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ છાપી છે.

સને ૧૨૪૩ યજદજરદી.
સને ૧૮૭૪ ઈસવી.

# ખોલાસો.

આ નાનું પુસતક જરથોશતી ફીરકાના ખાસો આમ સાહેબોની જેનાબમાં રજુ કરતાં તેમાં સમાવેલી વાઅજોના સંબંધમાં ટુક ખુલાસો કરવાની કમતરીન જરૂર સમજેછે. આ ચોપડીમાં જરથોશતી ધરમ સાથ તાલુકો ધરાવતી આઠ અગતની બાબતો ઉપરની વાઅજો સમાવીઆમાં આવીછે, જે ગયા ફરવરદેગાનના પવીતર દીવસો ઉપર હમોએ જરથોશતીઓના મોટા મેલાવડાઓ હજુર, કોટ મધેની મરહુમ શેઠ માણેકજી નવરોજજીની વાડીમાં કરી સંભલાવી હતી. જરથોશતીઓમાં રોજબરોજ વઆજ સાંભલવાનો શોખ વધતો જાયછે, તે ઊપરથી એ કામ ઉઠાવવાને કમતરીનને ઉલટ અને અગત મલી હતી; અને તેજ કારણ ઉપરથી એ વાઅજો છાપી જાહેર કરવાને કેટલાક દીનચાશીદાર જરથોશતી સાહેબોએ કમતરીનને એલતેમાસ કરવાથી તેમ કરવાને દરૂસત વીચારીઉંછે. માટે, હમો દીનદાર જરથોશતી સાહેબોને ભલામણ કરીએછે કે, આ અગતની બાબતો ઊપર પોતાનું નીરમલ ચીત લગાડી સવાબનો હમબેહશે હાંસલ કરવાથી પછાત પડવું નહી. આ વાઅજો કીઆ કીઆ વીશયો ઊપર, સને ૧૨૪૨ યજદજરદીના સફંદારમદ માહના કીએ કીએ દીવસે કરવામાં આવી હતી, તે નીચે જણાવી આ ટુક ખુલાસો બંધ કરીએછે:—

પેહલી વઆજ "ફ્રોહરે" વીશે, રોજ ૨૨મે.
બીજી વઆજ "ફ્રવરદેગાન" વીશે, રોજ ૨૩મે.
તરીજી વાઆજ "બંદગી" વીશે, રોજ ૨૭મે.
ચોથી વાઆજ "બંદગી અવસતા જબાનમાંજ કરવા" વીશે, રોજ ૨૮મે.
પાંચમી વાઆજ "ગાથા" વીશે, રોજ ૩૦મે.
છઠી અને સાતમી વાઆજ "નોરોજે આમ્મે" વીશે, તથા "રપીથવીન" વીશે, રોજ ગાથા ૫મે.
આઠમી વાઆજ "નોરોજે ખાસે" વીશે, રોજ ૫ મો માહ ૧લો સને ૧૨૪૩ યજદજરદીને દીને.

લા૦ દોઆગો,

**જામાસપજી દસતુર મીનોચેહેરજી.**

પાક પરવરદેગાર સાહેબની મદદ હોજો.

# ફરોહર ઉપર વાએઆજ.

"ફરોહર" એ શબ્દ અવસતાનાં "ફ્રવષિ" બોલ ઉપરથી નીકલેલો છે. "ફ્રવષિ" એ શબ્દ "વચ" ધાતુ ઉપરથી લેજીએતો, "વચ" એટલે બોલવું, કેહેવું, હાંણવું, અને વાંચવું, એવા અર્થો થાએછે. એવા અર્થવાલા "વચ" ધાતુને ઉપસર્ગ "ફ્ર" લાગવાથી "ફ્રવચ" થાએછે, અને છેડેનાં "ચ" નો "ષ" થાઇને "ફ્રવષ" થાયછે, અને " ફ્રવષને " નારી જાતી " ઇ " લાગ્યાથી "ફ્રવષી" એવો શબ્દ થાયછે. અવસ્તા મધે નિચલો વાકય આવેલોછે. "ઉરવાનેમ્ચ ફ્રરષીમ્ચ યજમઇદ્દ." એનો પેહેલવી "રોબાનચ ફરોહરચ યજબહુનમ." એ વાકયનો અર્થ દસ્તુર નેરીઓસંગ ઢવલે સંસ્કિત ભાષામાં આએ રીતે કર્યોછે. "आत्मनंच वद्धिंच आराधाय." અવસ્તાનો "ઉરવાનેમ" અને પેહેલવી " રોબાંન " નો માએનો સંસ્કિતમાં आत्मन् કરી કર્યોછે. અને અવસ્તાનો "ફ્રવષીમ" અને પેહેલવી "ફરોહર" નો માએનો સંસ્કિતમાં वद्धि નો કર્યોછે. "आत्मा" નો ધાતુ "अत" અને તેનો અર્થ "સત્ય ચાલવું, નિરંતર ચાલવું, સંચાર કરવો," ઇત્યાદી એવો થાયછે. એ "अत्" ને "मन" પ્રત્યલાગી "आत्मन्" થયોછે. એ "आत्मन्" નો અર્થ "સત્ય

ચાલનો પસરાઇ રહેલો ખ્યાલ" એવો થાયછે. એ "आत्मन" શબ્દને "पर" ઉપસર્ગ જોડાયાથી "परमात्मन" અને "परमात्मा" થયોછે. એ "परमात्मा" નો અર્થ "મોટું આત્મા." એ ઉપરથી પેદાએસ અને પ્રાણિમાત્રનું વડું અથવા પેદાએસનો સરદાર એવો અર્થ થાયછે. "परमात्मा" શબ્દ ઉપલા અવસ્તાનાં વાકય મધેનાં "ફ્રવષીમ" બોલનો અર્થ થાયછે. મરહુમ દસ્તુર નેરીઓસંગે એ "ફ્રવષીમ" નો અર્થ वर्द्धि કીધોછે, એનો માએણો "વધારો" અને "ચઢતું" એવો થાયછે. એ ઉપરથી સમજાએછે કે, "રવાંન" એટલે "આત્મા" અને "ફ્રરોહર" એટલે "પરમાત્મા" એટલે જે "ચઢતો" આત્મા, અવસ્તાનો "ફ્રવષિ" અને પેહેલવી "ફ્રરોહર" બોલનો અર્થ "બોલતું આત્મા" અથવા વાચાશકિત, કે જેને અરબીમાં "હેવાંને મુનતક" કરી કહેછે.

ફારસી ફરહંગોમાં "ફ્રોહર" એ બોલનો અર્થ "જોહર" અથવા "ગોહર" નો કીધોછે. એ "જોહર" ની માએની "કીમતદાર દાના" ની અને એ વગેરે બીજીબી માંએણી થાયછે, અને "ગોહર" ની માએની "અસલ," "જાત," "નસબ" ની થાયછે. "અસલ" ની માએની "સબબ," "ઠડ," "મુલ," "પેહેડી," અને "વઊંસ" ની થાયછે. જાત એની માએની "હસ્તી" "જીંદગી," "તનનો સાહેબ" "દમનો સાહેબ" અને "જીવનો માલેક" એવો થાયછે. એ "ફ્રોહર"નાં ફારસી માએનાં ઉપરથીબી સિદધ થાયછે કે, આદમી પેદા થવાનો સબબ તે "ફ્રોહર" છે, એ ફ્રોહર છે તે ખોદાતાલાના પવિત્ર નુરનો એક

જરરો છે. એ "ફરોહર" છે તે પાકયજદાંની પ્યારી પેદાએશ છે, એ "ફરોહર" છે તેજ હસ્તી, જીનદગી, અથવા હયાતી છે, અને એ "ફ્રોહર" જ તનનો અને જીવનો માલેક છે. આએ જે બયાન હમોએ સહમજાવીઉં છે તે, ફકત બોલોના ઉઠતા માએનાઓ ઉપરથી સહમજાવીઉં છે, કાએ કે "ફ્રોહર" શબ્દ પોતામાં જે બોલાશો ધરાવેછે તે એટલો બોહોલો અને ફીલશુફી સવાલો સાથે તાલુકો ધરાવેછે, કે તેને વધારે ચરચામાં આ જગોએ લાવવાને મેં દરૂસ્ત વીચારયું નથી. આ વાઆજની મકસદ મેં એક ચોકસ હદમાં રખીછે; અને તે હદ એવી છે કે, ફ્રોહરોને માટે અવસ્તા મધે શું કહીઉં છે, તેમની ખુબી શું છે, તેમનાં સંબંધમાં આપણી ફરજ શું છે, અને તે ફરજ કેવી રીતે અદા કરવી જોઇએ. આ સઘલું અવસ્તાની રૂએ હુ તમો સાહેબોને સહમજાવવાની કોશેશ કરીશ.

ભાઇઓ! હવે, હું અશોફ્રોહરોની બુજોરગી, દબદબો, ચમતકાર, પેઆર, જોર, નુર, ખુશી, મદદ અને આરાધનાં એ વગેરેનું બએઆન સહમજાવવાને શુરૂ કરૂછું.

આપણા પવીત્ર ધરમનાં પુસ્તકો મધે એવું આવેલું છે કે, પેદાના કરનાર પાક અહુરમજદે સઘલી દુનીઆને પેદા કરવાની આગમજ પોતાની કામેલ કુદરતે અને પોતાનાં અપરંમપાર નુર મધેથી "ફ્રોહર" ઇઆને "રૂહો" પેદા કરયાં હતાં અને તે પેદા કરીને તેઓની બરકતથી તમામ ખેલકતો પેદા કરી હતી, તેમાં શું કે

તમાંમ યજદ અમશાસપંદો, આસમાંન, આફતાબ, માહાતાબ, સઘલા સેતારાઓના ગોલાઓ, અને ધરથીનો ગોલો, એ સરવે ફ્રોહરોથી પેદા કીધું હતું. આતશી, હવાઈ, આબી, અને ખાકી એ સઘલી પેદાએશોને પણ ફ્રોહરોથીજ પેદા કીધી હતી. વલી, એમબી કેહે છે કે, એ ફ્રોહરો છે તે પોતાનાં પેદા કરનાર સાંહેબના હોકમને તાબેછે, તેનાં હોકમથી ઉલટાં જતાં નથી, તેથીનેજ તેઓ પાક યજદાંને પ્યારાં પણ છે. એ ફ્રોહરોનું કામ છે તે, આદમીને બુરા મારગથી ફેરવીને નેક મારગ ઉપર લાવવાનુંછે, અને તેથીજ એ ફ્રોહરને વાસ્તે "બુજોરગચમેહેર" જેવા કાબેલ હકીમે "ઘણુંજ રંજ ખેંચનાર" કરી લખ્યુંછે. વલી, "સદદરેબુનદેહેશને" મધે આપણાં બદંન મધેનાં તત્વોનાં કામનું બયાંન લખતાં તેનો બનાવનાર લખેછે કે, "ફ્રોહરો" નું કામ તે છે કે, આદમી જે ખોરાક ખાએછે તે ખોરાકની ભારી ચીજોનું પાચણ કરીને તેનાં છુછાને બાહેર નાખેછે. મતલબ એજ કે, માણસને સારી હાલતમાં રાખવાનું અને જીવાડવાનું કામ તે "ફ્રોહરો" નું છે; વલી "ફ્રોહરો" ને માટે પેદાના કરનાર સાહેબ અહોરમજદે પેગમબર સાહેબ જરથોશતને એવું ફરમાવેલું છે કે, બીજાં "ફ્રોહરો" કરતાં પરહેજગાર માણસોના "ફ્રોહરો" ઘણાંજ કઊવતદાર છે.

સાહેબો! મેં જે તમોને "ફ્રોહરો" ની બાબદનું બયાણ જણાવ્યુંછે, તે હવે હું અવસ્તાની શાહાદતોથી જણાવવાને વધારે દરોસ્ત ધારૂંછું.

### અવસ્તા.

મરતુદ અહુરો મજદાઓ સ્પિતમાઈ જરથુશ-
ત્રાઇ અએવ તે જાવરે અઓજસ્ચ પરેનો અ-
વસ્ચ રફનસ્ચ ક્રમરવ ફરેજુવો સ્પિતમ યદ અ-
ષઓનાંમ ક્રવષિનાંમ ઉધરનાંમ અઈવિથૂર નાંમ.
યથ મઙ્ જસેન અવંઘહઙ્.

### અરથ.

અહોરમજદે સ્પિતમાંન જરથોશતને કહીઉં, કે અ
એ પાલેસ, સાચા સ્પિતમાંન જરથુશત! પવિત્રોની
જોરાવર અને ગાલેબ ક્રવશીઓનું, જોર, કઉવત, નુર,
મદદ, અને ખુશી લોકોને તું જાહેર કર. કારણકે તે
મારી સાથ દોસ્તીએ પોહોંચીછે (યાને મને પ્યારી થઇછે.)

### અવસ્તા.

આઓંઘહાંમ રય પરેનંઘચ વીડારેમ જરથુ-
શ્ત્ર અઓમ અસ્મનેમ યો ઉસ્ચ રઓખ્શનો ક્રાદે-
રેસ્ત્રો યો ઈમાંમ જાંમ આચ પઈરિચ બવાવ.

### અરથ.

ઓ સ્પેતમાંન જરથોશત! તેઓ (અશોફરોહરો)
નાં ચલકાત અને નુરથી આસ્માન, જે ઉપરથી ચલકતો,
ખુબસુરત, અને જમીનની આસપાસ ફરી વલેલો છે,
તેને મેં ટેકાવી રાખ્યોછે.

### અવસ્તા.

આઓંઘહાંમ રય પરેનંઘચ વીડારેમ જરથુ-
શ્ત્રઅરદવીમ સૂરાંમ અનાહિતાંમ.

અરથ.

ઓ જરથોશત! એ ફરોહરોનાં ખોરેહ અને નુરની બરકતથી ખાલેસ અરદુઈસુરને હું નિભાવી રાખુંછું.

અવસ્તા.

આ઼ુંઘહાંમ રય ખરેનંઘચ વિહારેમ જરથુ-
શ્ત્ર જાંમ પેરેથ્વીમ અહુરડાતાંમ યાંમ મસ્તી-
મ્ચ પથનાંમ્ચ.

અરથ.

ઓ જરથોશત! ફરોહરોનાં ખોરેહ અને નુરની બરકતથી હું અહોરમજદની પૈદા કીધેલી, મોહોટી, રસ્તાવાલી, અને બોહોલી, પૃથ્વીને હું નિભાવી રાખુંછું.

અવસ્તા.

આ઼ુંઘહાંમ રય ખરેનંઘચ વીહારેમ જર-
થુશ્ત્ર અન્જેમબરેથ્ર્વ પુથ્ર પઈતિ બેરેંતે અપર
ઈરિથેંતો આદાતાદ વીદાતુદ વ્યાહવ ઉરવદજ-
એમ અસ્તચ ગઉનચ દરેંદ્દચ ઉરૂથ્વાંમ્ચ પઈર-
યાઉસ્ચ ફ્રવાખ્પસ્ચ.

અરથ.

ઓ જરથોશત! એ ફરોહરોનાં ચલકાટ અને નુરથી હમેલદાર ઓરતનાં ગર્ભસ્થાનની અંદર ઢંકાએલાં અને નહીં મરી ગએલાં બચ્ચાંને જયાં સુધી તેનો આકાર, હાડકાં, નેસ, આતરદાં, પગનાં આગલાં, અને વરધી કરનારૂં આલાત તૈયાર થાય, અને આકાર પકડે ત્યાં સુધી હું નિભાવી રાખુંછું.

આયરતા.

આ઼ુંધહાંમ રચ ખરેનંધચ આપો તચેંતિ ફુ-
રાતદચરેતો ખાઉ પઇતિ અક્રજયમ્નાઉ. આ-
ઉંધહાંમ રચખરેનંધચ જેમાદ ઉજ્જુખ્ખયફઇતિ
ઉરવરાઉ ખાઉ પઇતિ અક્રજયમ્નાઉ. આઉંધ-
હાંમ રચ ખરેનંધચ વાતો વાઉંતિ દુન્મો ક્રીતો
ખાઉ પઇતિ અક્રજયમ્નાઉ. આઉંધહાંમ રચ
ખરેનંધચ હાઇરિષીશ પુથ્રે વેરેનવંતિ. આઉંધહાંમ
રચ ખરેનંધચ હુજામિતો જીજનંતિ. આઉંધ-
હાંમ રચ ખરેનંધચ યઈ ખવઇંતિ હચદ પુથ્રાઉ.
આઉંધહાંમ રચ ખરેનંધચ ઉરતા જયફઇતફ વ્યા-
ખ્નો વ્યાખમો હુગોષયદ ઉખડો યો ખવઇતિ
ખરતુ કાતો યો નાઇડ્યંગહો ગઉતેમહફ પરો અ-
યાF પરસ્તોઇદ અવાઇતિ. આઉંધહાંમ રચ ખ-
રેનંધચ હવરે અવ પથ અએઇતિ. આઉંધહાંમ
રચ ખરેનંધચ માઉ અવ પથઅએઇતિ. આઉ-
ધહાંમ રચ ખરેનંધચ સ્તારો અવ પથ યફઇંતિ.

અરથ.

એ ફ્રહરેનાં ખોરેહ અને નુરથી ઝડપથી ચાલતાં પાણીઓ નહીં ખુટે એવા ઝરાઓમાં વેહેછે. અખુત જથાની અંદર ઝાડપાન જમીનમાંથી ઊગેછે. અને વાં-દળાંઓથી મલેલો પવન બેહદ જથામાં ફુંકેછે. તેઓનાં ચલકાટ અને નુરથી ઓરતો છોકરાંને ગર્ભસ્થાનમાં રાખેછે, છોકરૂં જણનારીઓ જણેછે, અને તે ઓરતોં ઓલાદ ચલાવનારી થાયછે. તે તેઓનાં ખોરેહ અને

નુરથી ( તું જેવો જરથોશત ) નર ( મારેથી ) સખુનને સારી રીતે સાંભલનાર, અનજુમન ભરનાર, અને અનજુમનમાં બેસનાર પેદા થયો, જે અકકલને સોધનાર થયો, જે, "ગાતેમહે" ની આગમજ સવાલ જવાબને વાસ્તે ( હું અહોરમજદની નજદીક ) પોહોંચ્યો. તેઓનાં ચલકાટ અને નુરથી આફતાબ પોતાનો દોર ભોગવેછે, માહાતાબ પોતાનાં દોરમાં ફરેછે, સેતારાઓ પોતાની રાહમાપેછે.

### અવસ્તા.

અષ્ઉનાંમ વંઘુહીશ સૂરાઉ સ્પેંતાઉ ક્રવષ્યો સ્તઉમિ જબયઝમી ઉફ્યઝમિ યજમઈદિ,....
યાઉ અસ્મનેમ વીડારયેન યાઉ આપેમ વીડારયેન યાઉ જાંમ વીડારયેન, યાઉગાંમ વીડારયેન યાઉ બરેથ્રિવ્વ પુથ્ર વીડારયેન પઈતિ વેરેંતે અપર ઈરિથેંતો આદાતાદ વીદાતઉદ વ્યાહ્વ ઉરવદ જયન અસ્તચ ગઉનચ દેરેવદચ ઉરૂથવાંસ્ચ પઈડિયાઉસ્ચ ક્રવાખ્ષસ્ચ.

### અરથ.

(પેગંમબર સાહેબ અશો જરથોશત કહેછે કે,) હું પવિતરોની ભલી, અજમતી, અને વરધી કરનાર ફ્રવષિને વખાંણુંછું, બોલાઉંછું, સંબંધ કરૂંછું, અને આરાધનાં કરૂંછું, કે, જેઓ આસ્માનને બેચાણમાં રાખેછે, જેઓ પાંણીને બેચાણમાં રાખેછે, જેઓ જમીણને બેચાણમાં રાખેછે, જેઓ ગોસ્પંદને બેચાણમાં રાખેછે, અને જેઓ હમેલદાર ઓરતોનાં રેહેણમાં ધં-

કાએલાં અને નહીં મરી ગએલાં બચ્ચાંને જ્યાં સુધી તેનાં હાડકાં, આકાર, નેસ, આતરદાં, પગનાં આંગલાં અને વરધી કરનારૂં આલાત બને અને આકાર પકડે ત્યાં સુધી તેને ખેંચાણમાં રાંખેછે, અને તેને જીવાડેછે.

### અવસ્તા.

અષઉનાંમ વંઘુહીશ સૂરાઉ સ્પેંતાઉ ફ્રવશ્યો યજમઇદે. યાઉ અઉજીશતાઉ વજેંતાંમ રેંજીશતાઉ ફ્રવજેમ્નનાંમ અફ્રકવસ્તેમાઉ અપરત્રવયમ્નનાંમ અનુવરત વસ્તેમાઉ ફ્રસ્ચિંબનનાંમ અપઇરિવઉઅસ્તેમાઉ સ્નઇથિષાંમ્ચ વરેંથનાંમ્ચ યાઉ અફ્રઉઉરવીસ્વદ.

### અરથ.

અશોઓની ભલી, અજમતી, અને વરધી કરનારી ફ્રવશ્યોને હમો આરાદ્યે છીએ, કે જેઓ ચાલનારી ચીજોમાં ઘણી સેતાબ ચાલનાર, આગલ વધનારી ચીજોમાં અતિશે ઝડપવાલી, પાછલથી વખણાએલાઓમાં ઘણીજ કજીઆ ટંટા વગરની, આશરો આપનારાઓમાં ઘણીજ કાંમ કરનારી, હથીઆર અને ઘાલ રાખનારાઓમાં કપ્યુ માર નહીં ખાનારી છે. અને જેઓ વગર દાખેલ થવે કાંમ કરેછે.

### આવસ્તા.

અષઉનાંમ વંઘુહીશ સૂરાઉ સ્પેંતાઉ ફ્રવશ્યો યજમઇદે. યાઉ તખ્માઉ હાંમ વરેંતિવઇતીશ અરજ્યફ્ઇંતીશ ખ્વીશ્યફ્ઇંતીશ ઉરવએનઇતીશ

ફ્રસ્ચિંદયફઈંતીશ વીસ્પનાંમ દખ્એષવતાંમ દ-
ખ્એષાઉ દએવનાંમ મચ્યાનાંમ્ચ અમએનિજનો
હમરેથફ હવાઈકામાઈચ્ય જઉષાઈચ્ય.

અરથ.

પવિત્રોની ભલી, બાહાદુર, અને વરધી કરનાર ફ્ર-
વશ્યોને હમો આરાધ્યે છીએ, કે જેઓ જોરાવર,
શાધળાનો બચાવ કરનારી, લડનારી, ભય આપનારી, ત-
પાસનારી, સઘલા આજાર દેનારાઓનાં અને બુરાં માણ-
સોનાં આજારને દફે કરનારી, તથા પોતાની ઇચ્છા અને
ખુશી પરમાણે હરીફોને હીમતથી મારનારી છે.

અવસ્તાનાં ઉપલાં બયાંનથી ખોલ્લું જણાયછે કે,
પાક પરવરદેગાર સાહેબે દુન્યાઓનું બંધણ "ફ્રોહરો" ની
બરકતે કીધુંછે. તે સાહેબે ફ્રેહરોને એવીતો પુરી શક્તિ
આપીછે કે, જેથી કરીને ચમતકારી આસ્માન, આફતાબ,
માહાતાબ, સેતારાઓ, અને પૃથ્વીનો નિભાવ કરયોછે.
તેઓથી આતશી, હવાઈ, આબી અને ખાકી કુલ્લે પેદાએ-
શનો નિભાવ થાયછે, એ ફ્રેહરો દરેક ચીજમાં નીસ્બત રા-
ખેછે અને તે નીસબતનાં સબબથી એકેકનો આકરષણથી
બચાવ રાખેછે. પાકયજદાંએ પોતાનાં દુરને ફ્રોહરોનું બ-
એઆંન સહમજાવતાં ખોલ્લું જણાવેલુંછે કે, "અગરજો
ગાલેબ ફરવશીઓને હું પેદા નહીં કરતે, અને મારે તાબેબી
નહીં રેહતે તો પૃથ્વી મધ્યે પશુ અને માણસ કે જે બંધે,
સરવે જાતની પેદાએશમાં સાહારી ઉતમ પેદાએશછે, તે
પેદા નહીંજ થયાં હોતે." ઉકામાં કહુંછું કે, અશોફ્રોહ-
રોછે તે ગોએઆ પાક યજદાંનું બાહાદુર અનુમન

છે અને તેથીજ તમાંમ દુનીઆંઓની અને દુનીઆઇ ચીજોની સઘલી સંભાલ તેઓનેસર ચોંતાઇછે.

ભાઇઓ! પવીત્ર અવસ્તા મધે ફરેશેહરેની તારીફ-નું જેટલું બએઆંન જણાવેલુંછે તેટલું જો, આ ટુકે વાઆજમાં દાખેલ કરૂં, અને ઉપર જે અવસ્તાઓનાં દાખલાઓ મેં જણાવેઆ તેની જો શરેહ કરૂં તો, આએ વાઆજનાં જેટલી બીજી બે વાઆજો થાએ; તેથી તે પડતું મેલીને આશો ફ્રોહરેને લગતી બીજી અગત્યની બાંબતો હવે હું જણાઊંછું.

આપણ બંદાઓને પેદા કરનાર સાહેબે, પોતાનાં પ્યારા પેંગમબર અશો જરથોશત સપેતામાંન અનોશે-હરવાંનને આપણ બંદાઓની જાંણ માટે હોકંમ ફર-માવેલો છે કે, ઓ જરથોશત! જો તાહારી ઉપર ઇઆ તાહારી ઉમતનાં લોકો ઉપર દેવો ઇઆને બુરાં માંણસો-થી, કીનાંખોરોથી, રાહાજનોથી, વાતપાડાઓથી, લશકર ગીરદીથી યા કોઇ બીજા રોગથી, કોઈ ગેબી આફત યા કોઇબી રોગ, આજાર આવી પડેતો, તું માહારાં અને યજદ અંમશાસ્પંદોનાં ફ્રોહરેને તથા સઘલાં અશો ફ્રોહરેને યાદ કર અને પઢ કે, તેથી તાહારી સઘલી બલા તલે.

જુવો ભાઇઓ! અવસ્તા શું ફરમાવે છેઃ—

**અવસ્તા.**

**નિઝબયૂંમહતુ જરથુશ્ત્ર ફ્રવષિસ મન યદ અ-હુરેમઝદાઉ.**

અરથ.

એો જરથોશત! હું જે હોરમજદ છું તે મારાં ફ્રોહરને તું પઢ. (કે તુંએ પુછેલી સઘલી બલાઓ દુર થાએ.)

અવસ્તા.

મરતુદ અહુરો મજદાવ સ્પિતમાઈ જરથુશ્ત્રાઈ આઅદ યસે થ્વા અએતહમિ અંઘહુઓ યદ અસ્તવઈંતિ સ્પિતમ જરથુશ્ત્ર પથાંમ જસાઈતિ વીથ્વીસો બોઈવિરનાંમ, દુઝિતનાંમ્ચ થ્વયંઘહતાંમ, જરથુશ્ત્ર યઙ્જિચ થ્વએષાઈ તન્વો, અથ ઈમાંમ વચો દરેંજયોઈશ અથ ઈમાંમ વચો ફ્રમરૂયાવ વારેંથ્રઘનીશ જરથુશ્ત્ર. અષવનાંમ વંઘુહીશ સૂરાવ સ્પેંતાવ ફ્રવષ્યો સ્તવુમિ જબયઙ્મિ ઉફ્યઙ્મિ યજમઈદિ, નમાન્યાવ વીસ્યાવ જંતુમાવ દખ્યુમાવ જરથુશ્ત્રો તેમાવ, હાઈતિશ હાતાંમ હાઈતિશ આવુંઘહુષાંમ હાઈતિશ બુષ્યંતાંમ અષવનાંમ, વીસ્પાવ વિસ્પનાંમ દખ્યુનાંમ જેવીશતયાવ જેવીશાતયનાંમ દખ્યુ નાંમ.

અરથ.

પેદાનાં કરનાર અશો અહોરમજદે સ્પિતમાન અશો જરથોશતને કહીઉં કે, એો સ્પિતમાન જરથોશત! અગર જો આએ તનોમંદ ફાંની દુન્યામાં દુઃખની ધાસ્તીવાલા, ખરાબ, અને ભય ભરેલા મારગો મધેનો કોઇબી મારગ તુને આવી લાગે; અથવા એો જરથોશત! તાહરાં પોતાનાં બદનપર ધાસ્તી આવી પડે તો તુને આએ

સખુનો પઢવા જોયેછે. ઓ જરથુશ્ત ! તું, તે વખતે દુ-શમનોને મારનારા નીચલા સખુણોને પઢવા કરજે. હું પવિત્રોની ભલી, બાહાદુર અથવા ચમતકારી, અને વર-ધી કરનારી ફ્રવશીઓને વખાણુંછું, બોલાઊંછું, સંબંધ કરૂંછું, અને આરાધણાં કરૂંછું. હમો ઘરને લગતી, મોહોલાને લગતી, ગાંમને લગતી, દેશને લગતી, અને જરથોશતરોતેમોને લગતી ફ્રવશીઓને આરાદ્યે છીએ. હાલ હૈયાતી ધરાવનારાઓ મધેની હૈયાત, થાઈ ગએલા-ઓ મધેની હૈયાત, અને હવે પછી થનારાઓ મધેની હ-યાત ફ્રવશીઓને, તમાંમ દેશોની સઘળી ફ્રવશીઓને, અને દોસ્તી રાખનારાં દેશોની દોસ્તી રાખનારી ફ્રવશી-ઓને હમો આરાદ્યે છીએ.

ઉપલા અવસ્તાથી ખોલ્લું જણાયછે કે, ફ્રોહરોની આરાધનાં કરવાની તાકીદ આપણને પાક યજદાંએ ફરમાવીછે.

ભાઇઓ ! હમોએ જે તમો ભાઇઓ નજદીક ફ્રો-હરોની ખુબીનું બયાન કહી સંભળાવ્યું તે ઉપરથી તો ખરેખરજ આપણ યજદાંપરસ્ત બંદાઓને ખર વખતે તેઓની આરાધનાં અને યાદી કરવી જોયેછે. કારણ કે જો ફરોહરો હતેજ નહીં તો સઘળી દુન્યાની હસ્તી પણ નજ હતે, જો ફરોહર નજ હતે તો આસમાંન, ધરથી, કે પાતાલ, એ કાંઈ નહતે, જો ફરોહર ન હતે તો આતશી કે આબી, હવાઈ કે ખાકી એ કાંઈજ ન હતે, ટુંકામાં જો ફરોહર નહતે તો આપણ આદમ જાતની કશી હએઆતી નહતે. એવી જે અપરંમપાર સકતીનાં

સાહેબની બે મુલી શકતીની આરાધનાં અથવા બંદગી, જો આપણે આપણાં પેદાકરનાર પાકયજદાંનાં હોકંમ છતાં ન બજાવીએતો, આપણ આદમજાત કેટલા બે-મરવત અને તકશીરવાર ગનાઇએ ? જારે, પાકપરવરદે-ગારે સરવેની હસ્તીનો સબબ તેમને બનાવીઓછે, તારે તો પેદાફશાનાં મુલતરીકે તેઓની આરાધનાં કરવાને આપણે કેટલા બંધાએઆ છઇએ તે નીચલા શબબોથી જણાંશે.

૧ લું તો, આપણને તેમની આરાધનાં કરવાનો પેદા કરનાર ધનીનો હોકંમ.

૨ જું તો, તેઓથી શાધલી દુનીઆંઓની હસ્તી, અને તે મધેની તમાંમ પેદાફશોની હસ્તી, અને તે પેદા-ફશોથીમલતું આપણ આદમ જાતને શુખ.

૩ જું તો, આએ દુનીઆં મધેથી ગુજરી ગએલાં સઘલાં ફરોહરોના આપણે દેવાદાર કારણ કે, આપણાં ગુજરેલાં નયાગાંનોએ આએ દુનીઆ મધે મેહનત અને જેહેમત કરી પેદા કીધેલો વહીવત, તથા તેઓનો સઘલો હક આપણે ભોગવીએછએ. એવગેરે બીજાં ઘણાં કારણોછે.

એ ઉપરથી ચોકશ આપણે ફરોહરોની કોઇબી વ-ખતે આરાધના કરવાને બંધાએલા છઇએ. એ ફરોહર શાહેબોની જાંનફેશાંનીથી, પવીત્રાઈ સાથે આરાધનાં કર-વાનો બદલો પણ કદી ખાલી જતો નથી. જે લોકો કે એ ચમતકારી ફરોહરોની આરાધનાં બંદગી જાંનોદેલથી, મો-હોબત પેઆરથી, અને પવીત્રાઈ શફાઇથી કરેછે તો, તે-

ઓની મુશકેલને વખત અથવા કોઈબી બીજી હાજતને વખત એ અશો ફરોહરો પુરતી મદદ અને શંભાલ કરે-છે. જુવો ભાઈઓ, ફરોહરોની મદદ બાબે અવસ્તા મધે શું ફરમાવેછે.

અવસ્તા.

આઅદ યો નાહીશ હુબેરેતાઉ બરાદ જવ અષઉનાંમ ફરવષેયો, સાસ્ત દંઘહેઉશ હમો ખ્ષથ્રો હો આઉંઘહાઇતિ, જજુશતે મો ખ્ષયો કસ્ચીદ મઝ્યાનાંમ યો વો હુબેરેંતેમ બરઇંતિ મિથ્રેમ યેમ વોઉરૂ ગઉયઉઇતીમ અરશતાતેમ્ચ ફરાદદ ગએથાંમ વરેદદ ગએથાંમ.

અરથ.

હોરમજદ કહેછે કે, જે શખસ પોતાની હયાતીમાં પવીત્રોની ફરવશીઓને ઇઆને અશો ફરોહરોને માટે શારી ભેત લઈ જાએ તે શખસ દેશમાં મોહોટાઈ ભોગવનારા, અને એક સરખી રીતે માંન ભોગવનારા થાએછે જેમ તમો આદમીઓ મધેનો જે કોઇ બાહોલાં જંગલવાલા "મેહેર" ને તથા દુનીઆંને વધારનાર અને દુનીઆંને આબાદ કરનાર "આસતાદ"ને વાસતે સારી ભેત લઈ જાએછે, તે શખસ અતીશો ખુશી ભોગવવાને શકતીવાંન થાએછે તેમ.

અવસ્તા.

યાઉ દાથ્રીશ વેરેથ્રેમ જખ્યંતઇ દાથ્રીશ આયપ્તેમ ચકુષઇ દાથ્રીશ બંતાઈ દ્રવતાતેમ દાથરિશ અહમાઈ વોહુખરેનો યો દીશ પજાનો કુખ્ષન્વાંનો

જખ્અફ્ઇતિ ખરે જતુઓ અષવ, યાતુ અવડ પર ફરતુઇરિશિશ્તાતુ યથ્રનરે અષવનો અષેમ હેંતિ જરજદાતેમ યથ્રચ મજિશ્તાતુ ફ્રેશ્તાતુ યથ્રચ ખ્શ્નૂતો અષવ યથ્રચ અદ્દિખશતો અષવ.

અરથ.

તેઓ અશો ફરોહરો, બોલાવનારાઓને ફતેહ આપનારાં, ચાહનારાંઓને બદલો આપનારાં, અને બંદગી કરનારાંને સુખ આપનારાંછે. તથા જે આરાધનાં કરનાર, ખુસી કરનાર, ભેત લઇ જાનાર, અને પવીત્ર, તેઓને બોલાવેછે. ( તેઆં આવેછે અને ) તેને શારૂં નુર આપનારાંછે.

જે તરફ પવીત્ર માંણસો અશોઇને મજબુત રાખનારાં હોએછે, અને જે તરફ અતી ઘણું માંન પાંમેલાં, તથા જે તરફ બે આજાર પવીત્રો (રેહેતાં) હોએછે; તે તરફ તે ફરોહરો (યાદ કરવાથી) શેતાબ જનારાંછે.

અવસ્તા.

અષતુનાંમ વંઘુહીશ સૂરાતુ સ્પેંતાતુ ફ્રવષયો યજમઇદ્દ, તાતુ ઇરિમ યહ્મ્ય જસેંતફ તાતુ વંઘુહીશ તાતુ વહિશ્તાતુ યજમઇદ્દ યાતુ અષતુનાંમ વંઘુહીસ સૂરાતુ સ્પેંતાતુ ફ્રવષયો, તાતુ છી સતરેતએષુ ખરેસ્મોહુ તાતુ જતુયાતુ તાતુ વેરેથ્રએઘન્યષુ.

અરથ.

પવીત્રોની ભલી, બાહાદુર અને વરધી કરનાર ફરવશીઓને હમો આરાધીએ છએ; તેઓ જેઆં પોહોંચેછે તેઆં સારી ભાએગશાલી, (ઇઆને તેઓનું કદમ એવું તો

બખતાવરછે કે જેઆં તેઓ જાએ તેઆં લોકો ભાએગ-શાલી થાએ.) તેઓ વધારે ભલી અને તેઓ સઊથી ભલી છે, પશુશંન તેઓ બાંધેલી બરશંમનાં ઉપર, (ઇઆને પાવ મેહેલની કીરીઆ ઉપર) તથા ફતેહઓની અંદર તથા લડાઇઓની અંદર ઘણી જોરાવરછે. (એટલે જે લ-ડાઇતથા કજીઆને વખતે જે કોઇ તેઓની મદદ માંગેચ તેની મદદ ઘણીજ સારી તરાંથી કરેચ)

### અવસ્તા.

અષવુનાંમ વંઘુહીશ સુરાવુ સ્પેંતાવુ ફ્રવષ્યો યજમઇદિ, અરેદ્રાવુ તખ્માવુ અવુજંઘહઇતીશ અનામાંથ્વાવુ પાથ્રવઇતીશ પાથરાવુ બએષજયાવુ.

### અરથ.

પવીત્રોની ભલી, બાહાદુર, અને વરધી કરનારી ફ-રવશાનીઓને હમો આરાધીએ છીએ, જેઓ બખશેશવાલી, (ઇઆને જે કોઇ તેઓથી મોરાદ ચાહેતો તે બખશે.) બાહાદુર, જોરાવર, વીચારમાં નહી સમાએ એવી, આ-સાંની કરનારી, (કોઇ મુશકેલ હોએ ને એઓને યાદ કરે તો તે આસાંન થાએ) બરદાશત કરનારી, અને તંન-દરોશતી આપનારીછે.

### અવસ્તા.

અષવુનાંમ વંઘુહીશ સુરાવુ સ્પેંતાવુ ફ્રવષયો યજમઇદિ, યાવુ તખ્માવુ હાંમવરેતિવઇતીશ અરેજયઇઅંતીશ ખ્રવીષ્યઇઅંતીશ ઉરવએન-ઇતીશ ફ્રસ્ચિંદયઇઅંતીશ વીસ્પનાંમ દબએષ-વતાંમ બદએષાવુ દએવનાંમ મષ્યાનાંમ્ચ અમ-

એનિજનો હમરેથફ હવાઈ કામાઇચિ જ઼ુષાઇચિ. યુઝેમ વંધુહિ નિસિરિનઉત વેરેથ્રધનેમ્ચ અહુરદાતેમ વનઇંતીમ્ચ ઉપરતાતેમ આબ્યો દંઘહુબ્યો સેવિશ્તાઉ, યથ વંધુહીશ અના જરેતાઉ ખ્નુતાઉ અઇનિતાઉ અદબિશ્તાઉ યૂઝેમ યઝ્ન્યાઉ વહ્મ્યાઉ વસો યઉનાઉ ફ્રચરથવ્ઙ.

### અરથ.

પવીત્રોની ભલી, બાહાદુર, અને વરધી કરનાર ફરવશીઓને હમો આરાધીએ છીએ, જેઓ જોરાવર, શધલાંનો બચાવ કરનારી, લડનારી, ભએ આપનારી, તપાસનારી સઘલાં આજાર દેનારાંઓનાં અને બુરાં માણશોનાં આજારને દફે કરનારી, તથા પોતાંની ઇચ્છા અને ખુશી પરમાંણે હરીફોને હીમતથી મારનારીછે.

એ અતીશે ફાએદો કરનારી ફરવશીઓ! જેઆરે તમે ભલી, નહી આજુરદે થાએલી, શંતોષ પાંમેલી, નહી ગોશે થાએલી, અને નહી દુખ પાંમેલી થાઓછો; તેઆરે તમો આએ દેષોને હોરમજદની પેદા કરેલી નેક ફતેહ અને ટલનારી મોહોટાઈ આપોછો. તથા તમે ઈજશનેની લાએકની, બંદગીને લાએકની અને મરજી પરમાણે બંનચાવ કરનારીઓ બોલંદ ચાલોછો.

### અવસ્તા.

ચાઉ અવડ પર ફ્રઉઇરિસિશ્તાઉ યથ્ર નરો અષવન અષેમ હેંતિ જેરજદાતેમ યથ્રચ મજિશ્તાઉ ફ્રોરિતાઉ યથ્રચ ખ્નુતો અષવ યથ્રચ અદિબશ્તો અષવ.

અરથ.

જે તરફ અશો મરદો મજબુતાઇથી પવીત્રાઇને રાખનાર હોએછે, તથા જે તરફ અતી ઘણું માંન પાંમેલા તથા જે તરફ સંતોષ રાખનારા પવીત્ર લોકો વશેછે, અને જે તરફ બે આજાર (એટલે કોઇને દુખ નહી દેનાર) પવીત્રો હોએછે; તે તરફ તે ફરવશીઓ જલદીથી (મદદે) પોંહોંચેછે.

અવસ્તા.

અષવનાંમ વંઘુહીશ સુરાવ સ્પેંતાવ ફ્રવષયો યજમઇદેહ, યાવ રસ્મનો હાંમ સ્તાતેહ ફ્રકેરન રિચંદયઇઅંતિ વીમઇડયાનેમ નામયઇઅંતિ થવાષેમ પસ્કાદ ફ્રવજંતિ અવંધહ નરાંમ અષવનાંમ આંજંધહ દુઝવરશતાવરેજામ.

અરથ.

પવીત્રોની ભલી, બાહાદુર અને વરધી કરનાર ફરવશીઓને હમો આરાધીએ છઇએ, જેઓ (બદરૂહી) લશકરની સફોને મલતાંવાર તેનાં બેઉ છેડાઓને કાપી નાંખેછે અને મધ્યમ ભાગને તાબે કરેછે; અને પછી તેઓ જલદીથી અશો મરદોની મદદને વાશતે અને બદ કરની કરનારાઓને તંગીમાં લાવવાને માટે જાએછે.

અવસ્તા.

અષવનાંમ વંઘુહીશ સુરાવ સ્પેંતાવ ફ્રવષયો યજમઇદેહ, યાવ ઉગ્રાવ અઇવિ થુરાવ વારેથ્રઘનીશ વનદ પેષનાવ સંરેમાવ વીવાઇતીશ વીચરાવ શરવષેમ્નાવ શરવતમ્વો આસ્નો ઉસ્વાનો અષવનીશ,

યાહુ દાથ્રીશ વેરેથરેમ જખ્યફંતફ દથ્રીશ આયપ-
તેમ ચકુષફ દાથ્રીશ બંતાઈ દરવતાતેમ.

### અરથ.

પવીત્રોની ભલી, ગાલેબ, અને વરધી કરનાર ફ-
રવશીઓને હમો આરાધીએ છીએ, કે જેઓ જોરાવર
ગાલેબ, દુશમનને શેકશતેકરનારી, લડાઈ મારનારી.
(એટલે જે બદરૂહને મારનારી) ખુસી થનારી, ઘણી
મારનારી, બોહોલી ચાલનારી, (હોરમજદને) તાબે રેહે,
નારી, વખણાએલાં બદંનવાલી, આશમાંની આતમાવા-
લી, અને પવીત્રાઈવાલીછે. અને જેઓ (તેઓને મદદે)
બોલાવેછે તેઓને ફતેહ આપનારી, ચાહનારાઓને આ-
એપત આપનારી, અને બંદગી કરનારાઓને તંનદરોશા-
તી આપનારીઓછે.

### અવસ્તા.

યાહુ હુજબાતાહુ મઇન્યુ વહિશ્તાહુ યાહુ હુજ-
બા તાહુ મઇન્યુષુતાહુ ફ્રષુસેંતિ બરેષ્નવો અવં-
ઘહફ અષ્નો અમેમ પઇડિમ્નાહુ હુતાશ્તેમ વેરેથ્ર-
ઘનેમ્ચ અહુર ડાતેમ વનઇઅંતીમ્ચ ઉપર તાતેમ
સહુકાંમ્ચ બરદ અવરેતાંમ બરદ આયપ્તાંમ
અષહુનીમ શ્રાંફ્રેડાંમ યફ્સ્ન્યાંમ વહમ્યાંમ અ-
ષાદ હચ યદ વહિશ્તાદ.

### અરથ.

જેઓ અશોફરવશી જેઆરે સારી રીતે અથવા
માંન પાંમેલી રીતે બોલાવેલી થાએછે, તેઆરે મીનોની
અતીશો ભલી થાએછે. જેઓ જેઆરે સારી રીતે બો-

લાવેલી થાંએછે, તેઆરે મીનોમાંથી નીકલીને આએ આંસમાનની બોલંદી ઉપર જાએછે તેઆં તેઓ ઉતમ બનાવેલી હીમતને, હોરમજદની પેદા કરેલી ફતેહને, અને ટલનારી સરસાઇને સાથે લાવનારી થાએછે. અને દોલત લાવનાર, અને આએપત લાવનાર ફાએદાને, તથા ઉતમ સચાઇની મારફતે વખાંણવા, અને માંન આપવાને લાએકની પવીત્ર તુરૂપતીને, તેઓ સાથે લાવનારીઓ થાએછે.

### અવસ્તા.

અશાઉનામ વંધુહીશ સૂરાઉ સ્પેંતાઉ ફ્રવશ્યો યજમઇદ્દ્ફ, અયો ખઉડાઉ અયો જયાઉ અયો વેરેથ્રાઉ, યાઉ પેરેતેંતફ વેરેથ્રધન્યફ્ષુ રઉખ્ષિન અઈવિ ડાતફ્ષુ થખ્તાઉ અરેજઝીશ બરેંતીશ હજંઘ્રધન્યાઈ દફ્વનાંમ, યદ હીશ અંતરે વાતો ફ્રવાઈતિ બરો બઉડો મશ્યાનાંમ.

### અરથ.

પવીત્રોની ભલી, બાહાદુર, અને વરધી કરનાર ફરવશીઓને હમો આરાધીએ છએ, કે જેઓ લોડાંનાં (જેહવી મીનોઇ) કોહલાવાલી, લોહોડાંનાં (જેહેવાં મીનોઇ) હથીઆરવાલી, અને લોહોડાનાં (જેહવાં મીનોઇ) બખ્તરવાલી છે, તેઓની વચે જયારે માંણશોની (કીધેલી) ધુપ લઇ જાતો પવન ફુંકેછે, (ઇઆને માણસોએ તેઓની યાદીનો ધુપ કીધેલો વાશ તેઓને પોંહોંચેછે) તેઆરે તેઓ બુરી બલાઓને હજારઘણું મારવાને શારૂં (કુદરતી) શારી રીતે ફૂંકાતા ભાળા રાખનારીઓ, (કુદ-

રતી) ચળકતી પાખરશાથનાં, અને દુશમનને શેકશતે ક-રનાર (કુદરતી) ઘોડા ઉપર બેશીને લડાઈ કરેછે.

**આવસ્તા.**

આપેમ અએસમ્નાઉ હવાઈ કાચિદ નાફ્યાઈ હવયાઈ વીસઙ હવાઈ જંતવઙ હઉયાઈ દંઘહવઙ ઉઈત્યઉજનાઉ ખઈ પઈથઙ નો દંઘહુશ નિડાત-એચ હઉપાત્ઙચ.

**અરથ.**

તેઓ અશો ફ્રેહરોને લોકો ઘણાં વધારે ચાહેછે તે આરે પોતાનાં શગાંને માટે, પોતાનાં મોહોલાને માટે, પોતાનાં ગામને માટે, અને પોતાનાં દેશને માટે, આએ રીતે બોલતાં, પાંણી (એટલે આબાદાંની) ઇછનાર થા-એછે કે, "હમારૂં પોતાનું વતંન કશર અને શુખ પાં-મેલી, અને સારી ખુશી ભરેલી હાલતમાં રેંહે".

**આવસ્તા.**

આઅદ યાઉશ્ચ આઉંઘહાંમ નિવાનેંતઙ તાઉ આપેમ પરાજેંતિ હવાઈ કાચિદ નાફ્યાઇ હવયાઈ વીસઙ હવાઈ જંતવઙ હઉયાઈ દંઘહવઙ ઉઈત્યઉજ-નાઉ ખએપઈથઙનો દંઘહુશ ફ્રડાતએચ વેરેડાતએચ.

**અરથ.**

એ ફ્રવશીઓમાં જેઓ નીચે ઉતરેછે. (ઇઆ-ને આએ દુનીઆં મધે આવેછે) તેઓ પોતાનાં દરેક એ-શાવંદાને માટે, પોતાનાં મોહોલાને માટે, પોતાનાં ગામ-ને માટે, અને પોતાનાં દેશને માટે, આએ રીતે બોલતી,

પાણી (આબાદાંની) લાવેછે; કે, "હમારૂં પોતાનું વતંન વધારામાં અને આ બાદીમાં રેહે".

### અવસ્તા.

તાડ હફ જસાડુંતિ અવંઘહફ યફજી શએ બ-વઇંતિ અનાજરેતાડ ખ્શ્નુતાડ અઇનિતાડ અદ બિશ્તાડ ઊગ્રાડ અષડુનાંમ ફ્રવષયો તાડ દિમ અવિ નિફ્રાવયફઇંતિ માંનયેન અહફ યથ ના મેરેઘો હુપેરેનો.

### અરથ.

જો પવીત્રોની જોરાવર ફરવશીઓ તે બોલાવનાર ધણીથી નહી આજુરદે થએલી, ખુશી થાએલી, નહી ગોશે થાએલી અને નહી દુખી થાએલી થાએછે; તો તેઓ તેની મદદે જાએછે, અને તેઓ પખશીની (જેવી) પાંખવાલા મરદની મીશાલે તેની તરફ ઉડેછે.

### અવસ્તા.

વીસેંતિ અવદ વીસેંતએચ અન્યસ્ચિદ અઇ-રિમફ અંઘહડો અષડુનાંમ વંઘુહીશ સુરાડ સ્પેં-તાડ ફરવશ્યો અવદ અવોજીશ્નાડુંઘહેમ્નાડ કો-નો સ્તવાદ કો યજાઇતફ કો ઉફ્યાદ કો ફ્રીનાદ.

### અરથ.

(જે ફરવશીઓ ઉડીને આવેછે) તેઓ તથા પવીત્રોની ભલી, બાહાદુર અને વરધી કરનારી બીજી ફરવશીઓ જેઓ એલાહેડી જગોએ બેઠેલીછે તેઓ (નીચે લખેલી) ખાહેશ રાખતી આવેછે કે, કોણ હમોને વખા

ણશે ? કોણ હમોને દંજશે ? કોણ હમોને પોતાનાં કરી ગણશે ? કોણ હમારા ઉપર પેઆર ખટલાવશે ?

મજદ યશનાંન ધરસથો ! ઉપલું અવશતાનું ખએઆંન અત્રે સાંભલવાથી, અશોફ્રેોહરેોની બુજોરગી, દબદબો, ચમટકાર, મદદ, પેઆર, શકતી, કઉઅત, નુર, બાહાદુરી, ખુશી, આરાધનાં, આપણાંપર ચાહ, તેઓનું આએ દુનીઆમા આવવું, અને તેઓની આપણાં ઉપર ઉમેદ વીશે તમો ભાઈ સાહેબો વાકેફ થયા છેઓ. હવે તો વગર શકે તમારી પુરીજ ખાતરી થવી જોઇએ કે, અશોફ્રેોહરેોની ધતટે વખતે આરાધનાં કરવાની, દરએક ફ્રરજમાં આવેલાં જરથોશતીઓને, ધતટી ફ્રરજ લાગુ થાઇછે. જુવોકે, તે શાહેબો આપણ લોકોને માટે કેટલી સરગરદાંની ખેંચેછે. દુનીઆંઓના કારોબાર ચલાવવાને ગોએઆ ખોદાતાલાએ એઓને શરજ શરજત ચોંતાડીછે. અવશતાઓનાં ખોલાસાથી માલમ પડેછે કે, દુનીઆંઓની શરૂઆતથી તે હાલે શુધીનું દરેક કાંમ, જેવું અશોફ્રેોહરેોએ ઉઠાવીઉં, ઉઠાવેચ અને હવે પછે ઉઠાવશે, તેવું કોઈ બીજા ફ્રેશતાઓને વાસ્તે જોઇઉં નથી. જો કે, પાકપરવરદેગારે પોતાની કામેલ કુદરતથીજ યજદઅમશાસપંદોને પેદા કરેઆછે, અને તેઓને મીનોઈ કે બાકી, કોઈ એકકે, બેએ કાંમો ઉપર મવકલ કરેઆછે; પણ ફ્રોહરોને તો હેવાં પેદા કરેઆંછે કે, સધલી દુનીઆંની ચીજની પાસબાંની એઓને શર ચોંટાઇછે. એઓને શર પાસબાંની ચોંટાઇછે એટલુંજ નહી, પણ દુનીઆંઓની, યજદઅમશાઅંદોની,

અને તમાંમ દુનીઆઈ દરેક ચીજની ઉતપંતીજ ખોદાતાલાએ એ શાહેબોથી કરેલીછે. હવે, જેઆરે એમજછે તેઆરે તેઓની તાબેદારી કરવાને અને તેઓને ખુશી કરવાને કોણ કમબખ્ત આંચકો ખાશે?

પાક પરવરદેગારે કુદરતીજ બંધણ કરેઉં છે કે, અશોફરોહરો વરશનાં કેટલાએક દીવસો આએ ખાકી દુનીઆં મધે આવવાની ખાહેશ રાખેછે. તેમાં ખશુશન ફરવરદેગાંનનાં દશ દીવશતો, દાહાડો અને રાત આએ ફાંની દુનીદુનીઆનાં અંદર મેહેમાંની તરીકે આવી વશેછે. મીનોઈ જેહેવી બેમુલી, બુજોરગ અને બરતર દુનીઆંથી, આએ ખાકી અને કમીની દુનીઆંમો, આવી વસવાનું કારણ શું? કારણ એજ કે, તેઓએ આએ દુનીઆંનો વહીવત ભોગવેઓછે; તેથી આએ દુનીઆં ઉપર ઉતરવાની ઘણીજ ખાહેશ રાખેછે. અમસઠકાં ખાહેશરાખેચ એટલાજ ઉપરથી નહી; પણ તેઓનો ઉપકાર આપણ ખાકી બંદાઓ ઉપર અતીશે થએલોછે અને થાએછે તેનો બદલો લેવાને, તેઓ પોતાનાં કુટુંબનાં દરેક જંનથી આતુર રાખેછે. કે, "કોણ હમારી "શ્તુતી કરશે? કોણ હમોને ઇજશે? કોણ હમુને "પોતા-
"નાં કરી ગણશે? કોણ હમોને પેઆર બટલાવશે?
"કોણ હમારે વાશ્તે ગવદાંન અને વશાતરદાંન કરી હમો-
"ને પવીત્રાઈ મેલવનાર તાબેદારીથી માંન આપશે?
"એ જગોએ હમારા મધેનું કોણનું નાંમ યાદ કરશે?
"હમારા મધેનાં કોણને તે હદીઓ આપશે? કે જે
"હમેશો હમેશો શુધી વગર ઘટનો અને બાવાલાએક

"ખોરાકનો હોએ." હવે, એવી આતુર છતાં ફરોહરો-નું કોઇ કુટુંબ બેદરકારીથી અને શકમંદીથી, પોતાનાં નયાગાંનોને નમનતાઇથી અને ખુશીનાં દેલે યાદ નહી કરેતો, તેઓની બેમરવતાઇથી ઓશીઆલાં જેવાં થાઈ, નાશેપાશ અને કેહેરભરેલાં થાએછે. અને તેઓનાં ઉપર હજારાં હજાર ઘણી બદ દોઆ અને લેઆંનત નાખેછે; તે શબબથી તે કુટુંબને આએ જેહાંનમાં વેપાર ધંધામાં અથવા કોઇબી કામમાં ઘણું નુકશાંન અને હાર થાએછે. નુકશાંન અને હાર થાએછે એટલુંજ નહી; પણ તેઓનાં ગુજરવાબાદ તેઓને, તેઓની નજદીક મોહોટી શરમંદગી અને ખજાલત પોંહોંચેછે, અને તે શાથે તાણાં જાણીનાં શુખનો શોશવા પડેછે. વલી એટલામાંજ પત તું નથી કારણકે તેણે પોતાને પેદા કરનાર પાક યજદાંનો હોકમ ન માનવાથી તે તકશીરવાર થાએછે અને તકશીરવાર થવાને લીધે દોજખ ભોગવવું પડેછે. અને જે ફરોહરોનાં કુટુંબે તેઓની દેલો જાંનથી, પવીત્રાઈ અને સફાઈ સાથે ખેદમત બજાવી હોયછે તો, તે ફરોહરો તેનાં હકમાં દોઆ અને આફરીન કરેછે. અને તે સાથે આએ દુનીઆમાં તે શખશ સારી હાલત ભોગવે એવા ઉપાય કરેછે. અને તેનાં ગુજરવાબાદ, મીનોઇજેહાંનમાં સઘલાં અશો ફરોહરોથી મોહોટી ઇજત અને શાબાશી મેલવેછે. અને તે સાથે પાક યજદાંનાં હોકમને માન આપી પોતાની ફરજ બજાવીઆથી, ગોરશમાંન બેહેશત હાંશેલ કરેછે.

જો, કોઈ ફરોહરોનું કુટુંબ આએ દુનીઆ મધે ન હોએચ તો તે ફરોહરો દરેમેહેર મધે આવીને પોતાનો

વાશો કરેછે. અને હમોએ ઉપર જણાવીઊંચ તેમ તે
ઓ પોતાનાં હમ દીનોથી, અથવા પોતાનાં આગલા દો
સતોથી, અથવા પોતાનાં ઓલખઇતાંઓથી, અથવા દરે
મેહેરનાં માલેકથી પોતાની યાદીની ઊમેદ રાખેછે.

વલી અશો ફરોહરો પોતાનાં રોજગારને દને, પો
તાનાં કુટુંબની ફરજની રૂએ, વગર બોલાવવે, પોતાના
ખેશનેતાં, બીજાં ફરોહરોને શાથે લઇને હાજેર થાએછે.
જો, તેનો ખેશ તેઓની ફરમાબરદારી શાથની તાબેદારી
કરેચ તો, તે ફરોહર અને પેલાં બીજાં ફરોહરો, તેઓની
યાદીનાં માંનથી ઘણાંજ ખુશાહાલ થાઇને પેલા શખશ ઉ
પર હજારાં હજાર દોઆ કરેછે. અગર જો, તેનો ખેશ બે
દરકારીથી કાંઈ તેઓની તાબેદારી સાથની શેવા નથી બ
જાવતો તો, તેથી તેઓ તેની બેપરવાઇને લીધે, અને
પોતાની બેઇજિતી થવાનાં સબબથી, હજારાં હજાર લેઆં
તન નાંખેછે, અને બદ દોઆઓ કરેછે, તેથી તેની જો
સારી હાલત હોયછે તો પછે ખરાબ હાલત થાયછે, અને
જો ખરાબ હાલતમાં હોયછે તો તેથીબી નબેતર હાલ
ત થાએછે અને તે દુનીઆં મધે રૂસવા થાએછે.

વલી, અશો ફરોસરોને કોઇબી શખશ, કોઇબી
વખતે માંન શાથે યાદ કરેચ તો, તેઓ તુરત ખુશી સા
થે હાજેર થાએછે. અને તે યાદ કરનારની જે કાંઈ મોરા
દ હોએછે તે, પાક પરવરદેગાર શોડેથી માંગી લઇને પાર
પાડેછે. એવી અશો ફરોહરોની મદદછે. કોઇબી વખ
તે અશો ફરોહરોની મદદ ચાહવી, એ, ઘણાંજ ભાએગ
શાલી લોકોનું કાંમ છે.

ભાઇઓ ! અશો ફરોહરોની કીરીઆ પછવાડે આ પણને શું મોહોટો ખરચ થાએછે ? અશો ફરોહરોની કરીઆ કરવી અથવા કરાવવી શું ભારી પડેછે ? આપણ જરથોશતી લોકોનાં દુનીઆઈ, મતલબી, અને બેજા ગુનાહ ભરેલા ઘણાં આરા ખરચો શાથે શરખાવતાં, ફરોહરોની પછવાડે ખરચ કરવો તો કાંઇજ બીશાદમાં નથી. હમો કાંઈ એમ નથી કેહેવા માંગતા કે, જે કાંઈ તમો પાશે હોએ તે શઘલું અશો ફરોહરો પુઠે ખરચી નાખો. તેમજ હમો એમબી નથી કેહેવા માગતા કે, કરજ દરદ કરીને અશો ફરોહરોની પછવાડે ખરચ કરો. કારણકે, પાક યજદાં સાહેબે, એવી રીતનો ખરચ કરવા માટે તો, પોતાનાં દુતની મારફતે આપણ બાકીઓને મના કરીછે અને હોકમ ફરમાવેલોછે કે, ખરચ શાથનો સવાબ કરવો તે પોતાની ગુંજાસ માફક કરવો, જો ગુંજાસ ઉપરાંત કરજ, દરદ કરીને ખરચ કરી સવાબ કરેતો, તે સવાબ કીધેલો પણ ગુનાહાને ઠેકાંણે લાગુપડેછે. માટે, અશોફરાહેરો પછવાડેબી ખરચ કરવોતે, નાંસકતીવાંને સંભાલી કરકસરથી કરવો. તે સાહેબો કાંઈ જબરદસ્તી કરીને સારૂ શુફીઆંની બાગુ કે મીઠાઈ માગતાં નથી. તેઓ એટલુંજ ચાહેચ કે, પરેજગારીથી ચેઆર દરૂન કરી, ગુંજાસમાફક મેવો મુકી, શારી ખુશબો શાથે ઈજો અથવા ઈજાવો, આફરંગાન, સતુમ પઢો અથવા પઢાવો. બાકી બીજું સકતીવાન લોકો જે કરેતે થોડુંછે.

ભાઈઓ ! હવે, અશોફરેહરોની આરાધનાંનાં દાહાડા નજદીક આવેછે, માટે તમોને માહારી સુચણાં એછે

કે, સરવેઓએ પોતાની ગુંજાસ અને શકતી મુજબ, અ-
શોફ્રેોહરોની આરાધનાં, બંદગી જેમ અશલથી આપણાં
નએઆગાંનો કરતા આવેઆછે તેમ કરવી તમોને સજા
વાર અને ફરજછે, માટે, તે તમારી ફરજ અદા કરી તમો
એ તમારાં નયાગાંનો આગલ શુરૂખરૂઈ મેલવવી. એ સા
હેબોની શેવા બજાવેઆથી તેનો બદલો તથા હેશાંન ખા
લી જનાર નથી તે નીશચે યાદ રાખવું.

હવે, એ ફરવરદેગાંનનાં દીવશો બાબેનો સઘલો
ખોલાશો તમો દીનદાર સાહેબોની નજદીક, કાલશેજે ક-
રવામો આવશે તેથી હાલે ખતમ કરૂંછું.

ભાઇઓ ! હવે, કમતરીન જગો ઉપર બેસતીદાંન
તમો જરથોશતી ભાઈઓને દોઆ કરેછે તે પાક યજદાં
પોતાનાં ગેબી ખજાંનાંથી આમીન કરે.

જરથોશતી ભાઇઓ ! પાકપરવરદેગાર સાહેબ ત-
મોને નેક રસતા ઉપર ચાલવાને, અને ખરી ફરજો બજા-
વવાને નેક હેદાએત આપે ! અને હાલે જે, આપણી ઉ-
પર બલા જેવું કાંઈ હોય, અથવા હવે પછે કાંઇ બલાઓ
આવવાની હોએ તે, તે સાહેબ પોતાની બખશેશ ભરે-
લી રેહેમથી દુર દફે કરે ! આમીન ! આમીન !



પાક યજદાં સાહેબની મદદ હોજો.

# ફરવરદેગાન ઉપર વાઅાજ.

મજદીયસ્નાન ભાઇઓ,

ગઈ કાલ દને તમારી નજદીક "ફરોહર," ફરોહરની બુજોરગી, મદદ, જોર, દેલાવરી, ચમત્કાર, નુર, પ્યાર, ખુશી, અને આરાધના વિશે હમોએ વાઅજ કરીને સમજાવ્યું હતું, અને તે મધે હમોએ એમ પણ સમજાવ્યું હતુ કે, આવતા ફરવરદેગાંનનાં બુજોરગી ભરેલા દહાડા ઉપર, આપણ લોકોને ફરોહરોની આરાધનાં કરવાની મોટી ફરજ છે, તે ફરજ આપણ દરેક જરથોશતીઓએ બજાવવી જોઇએછે, અને તે સાથ એમ પણ જણાવ્યું કે, તે ફરોહરોની આરાધનાં કરવાથી તેઓ ખુશી થઇને આરાધના કરનાર ઉપર હજારાં હજાર દોઆ અને આફરીન કરેછે, અને નહી કરનાર ઉપર બદ દોઆ અને લીયાંનત નાંખેછે.

હવે, આજ રોજે ફરવરદેગાન એટલે શું? ફરવરદેગાંનનાં દીવસો કેટલા, "ફરોહરો" આ દુન્યા મધે આવેછે કે નહીં, અને તે આવીને આપણ બંદાઓથી ખાહેશ રાખેછે કે નહીં, અને તે ખાહેશ રાખેછે તે શું રાખેછ તે વિશે, અને એ દહાડા ઉપર આપણને ધરમનાં ફરમાંનથી અને ધરમ પુસતકોથી શું શું કીરીઆ કરવી જોઇએ, એ વિશે, અને એ ફરવરદેગાંનને લગતા બીજા દહાડા કેવા

 બુજોરગ છે, અને એ દહાડા ઉપર આપણ જરથોશતીઓ આરાધનાં તથા બંદગી કરવાને જરૂર બંધાએલા છૈએ કે નહીં તે વિશે, હુ સમજાવવા માગુછું.

જોકે, આ બાબદને વાસ્તે, ગયા વખતમાં રેહેનુંમાં અને રેહેરાસ્ત, એ બંધે નામીચી સભાઓએ પુશ્કળ લખેલું છે; એથી હાલ હમુને એ વાઆજ કરવાની કાંઈ જરૂર ન હતી. પણ હાલ હમોએ, એ પવિત્ર દિવશો ઊપર વાઆજો કરવાનો ઠેરાવ કર્યોછે, તેથી એ દહાડાને લગતી બાબદો જો હમો મુકી દીજીયે તો, એ ઘણું ગેરવાજબી ગણાય, માટેજ હમોને એ પવિત્ર દહાડાનું બયાણ સમજાવવાની ફરજ થાઇછે. હમો કોઇબી સભા તરફની મતલબ સાચવવાને આ કાંમ ઉઠાવ્યું નથી, અને તે સાથે કોઇબી સાહેબોનાં દીલ દુઃખવવાની મતલબથી કાંઈ હમો એ બાબદ વાંચવાને ઊભા નથી, અને કોઈ સાહેબો સાથ તકરારમાં ભાગ લેવા માટે પણ હમો ઉભા નથી. હમો જે આ બાબદ હાલ તમોને સમજાવ્યેછે તે, ફકત હમારાં દીલની ખાહેશથી, અને હમો જે નાકેશ શક્તિ પ્રમાણે સમજયેછે તે, તમો સાહેબોને સમજાવવાનાં હેતુથીજ સમજાવ્યે છીએ. માટે હમો ઉપર કોઈ સાહેબોએ ખફગી ન દેખડાવવી.

હાલ જે "ફરોહરો" ની આરાધનાંનાં દહાડા ચાલુ થનારછે, તેઓને આપણી જરથોસ્તીઓની લખેલી કેતાબો મધે, તથા ફારસી ફરહંગો મધે, તથા લોકોનાં વપરાસ મધે, "ફરવરદેગાંન," "ફરવરદીઆન "ફોરડીઆંન," "અંદરગાહ," "મુખ્તાર," "મુખ્તાદ," અને "દોસલાં,"

એવાં લખેલાં અથવા બોલાતાં મલીને સાત તરેહનાં નાંમો, લખાયામાં અને માહવેરામાં આવ્યાંછે. આપણ લોકોનાં ધરમને લગતાં "ફ્રરવરદેગાંન" અને ફ્રરવરદીઆંન અને "મુખતાર" ના નાંમો હોવા છતાં, તેને ઠેકાણે "મુખતાદ," અને "ડોસલાં" હેવાં નાંમોથી બોલેછે તે ન થવું જોઇએ. જોકે, એ નાંમો પણ "ફ્રરવરદેગાન" બોલની મતલબને મલતી ગરજ સારેછે, તોપણ તેમ ન થવું જોઇએ, કારણકે આપણાં નેઆગાંનોંએ આપેલાં અસલ નાંમો માહવરા મધેથી ગુમ થાએછે, અને ફારસી તથા ગુજરાતી નાંમો વપડાસમાં આવવાથી અંજાણાં લોકો એમ સમજે કે, આ દહાડા છે તે ગોએરમા જુદ દીનો ઊપરથી લીધા હોએ એમ સહમજેછે.

"ફ્રરવરદેગાંન" અથવા "ફ્રરવરદીઆંન" એ શાબદ "પરવરદે"નો અનેક વચન છે. એ શબદ, અવસ્તાનાં "વર" ધાતુ ઉપરથી લેઇજીએ તો "વર"ની માંએની "મોરાદ" "ઇચ્છા," "ખાહેશ," અને "પ્યાર" એવી થાએછે. અને "ફ્ર" ઊપસર્ગ છે, અને કૃદંતની નિશાંન "દે" લાગાથી "ફ્રરવરદે" થાયોછે. એ "ફ્રરવરદે" ની માંએની "મોરાદ પાંમેલું," "પ્યાર મેલવેલું." એની મોરાદી માએની "બેહેશાત પાંમેલું" એવી થાયછે. અને એ "ફ્રરવરદે" ને અનેક વચનની નિશાંન "આંન" લાગીને "ફ્રરવરદેગાંન," અથવા "ફ્રરવરદીઆંન" એવો બોલ થયોછે. એ "ફ્રરવરદેગાંન" આખા બોલની માંએની "મોરાદે પોંહોંચેલાંઓ," "પ્યાર મેલવેલાંઓ." એ ઉપરથી મોરાદી માંએની "બેહેશાત પાંમેલાંઓ," "બેહેસ્તીઓ"

એવી થાયછે. એ ઉપરથી સમજવું કે, "ફ્રવરદેગાંન" ના દહાડા તે ગુજરેલાં બેહેસ્તીઓના દહાડા, યાને અ-ષો ફ્રોહરનાં આરાધનાનાં દિવસો. અગરજો એ બોલ પેહેલવી "ફ્રવરદે" અને "ગાન" અથવા જાન મલીને થયો હોય તો એની માંએની "પરવરેશ થાએલાં રૂહ" અથવા "ભરપુર થાએલાં રૂહ" અથવા "સેતાયેશ કરી ગયેલાં રૂહ" અથવા "સેતાયેશ કીધેલાંઓ." એની મોરાદી માએની "કશી હાજત વગરનાં રૂહ," "સેતાયેશ કરી ગુજરી ગએલાં રૂહ," અને "બેહેસ્તી રૂહ" એવી થાય-છે. કારણકે, "ફ્રવરદે" ની માંએની "પરવરેશ થાએલું," "સેતાયેશ કીધેલું," "ધરાએલું," "ભરપુર થાએલું," અને "હાજત વગરનું" એવી થાયછે, અને "ગાંન" અથવા "જાન" નો માંએની "જાન," "રૂહ" એવી થાયછે.

જો એ "ફ્રવદેગાંન" શબ્દ અવસ્તાનાં "વરે" ધાતુ ઉપરથી લેઇજીએતો, એ "ફ્રવરદેગાંન" નો માંએનો બચાવ કરનારાં, નિઘેબાંની કરનારાં એવો થાએછે; કારણકે "વરે" ની માંએની બંનચાવવું, ઘેરી લેવું, ધાંકી લેવું, એવી થાયછે. એ "વરે" ધાતુને "ફ્ર" ઉપસર્ગ લાગીને "ફ્રવરેત" થાયછે. "ફ્રવરેત" એટલે "નિઘેબાંની કરનાર," "ધાંકનાર," "બંચાવનાર" એવો થાયછે. એ અવસ્તાનો "ફ્રવરેત" બોલ ઉપરથી ફારસીમાં "પરવરદંન" બોલ થયોછે, એટલે "પરવરેશ કરવી," બંચાવ કરવો" "નિઘેબાંની કરવી". અવસ્તાનાં "ફ્રવરેત" નો પેહેલવી "ફ્રવરદગ" અથવા "ફ્રવરદે" થયોછે. એ "ફ્રવરદગ" અથવા "ફ્રવરદે" ને અ-

નેક વચનની નિશાંન "આંન" લાગાથી "ફરવરદેગાંન" અથવા "ફરવરદેઆંન" થયોછે. એ બોલાશાથી પણ ચોકસ થાયછે કે, એ દહાડા છે તે "ફરોહરો" ની આરાધણાં કરવાનાંજ છે, કારણકે, "ફરોહરો" નું કાંમ આપણો બંચાવ કરવાનું તથા નિધેબાંની કરવાનુંછે, તેતો તમો ભાઈ સાહેબો ગઈ કાલની "ફરોહરો" ની વાઆજથી વાકેફ થયાછો.

"ફરવરદેગાંન" યાને અશો ફરોહરોની જાથુક આરાધના કરવાનાં દીવસો, અવસ્તાને આધારે દસછે. એ દસ દિવસો અને રાત સુધી તમાંમ અશો ફરોહરો આ ફાંની દુન્યામાં ઉતરીને રેહેછે. તેઓનું અત્રે જાથુક આવી રેહેવાનું પેહેલું કારણ એ કે, પાક પરવરદેગાર સાહેબે, વરસના આ છેલા દિવસો આપણને એ સાહેબોની આરાધનાં કરવાનાં મુકરર કરેલાછે. વળી તે દહાડા તેઓનું આ ફાંની દુન્યા મધે આવી વસવાનું, બીજું કારણ એ કે, તેઓ રાત અને દહાડો આએ દુન્યાને વાસ્તે, અને આએ દુન્યા સાથ આકરશાંન રાખનાર બીજી મીનોઈ દુન્યાને વાસ્તે સરગરદાંની કરેછે, અને તે સરગરદાંની કરવાનો મોટો સબબ આપણ બાકી બંદાઓનાં સુખને માટે છે. જો, તેઓ ન હોતે તો દુન્યાંઓ જ ન હતે અને આપણીબી કાંઈજ હસ્તી ન હતે, એવું આપણાં પવિત્ર અવસ્તા મધે આવેલુંછે. એ ઊપર કીધેલા ખોલાસાનાં સબબથી તેઓનો આપણ ઉપર, અને આપણાં વઉંસ ઉપર થાએલા ઊપકારનો બદલો લેવાને, અને તેઓ તરફ આપણી વફાદારી કેહેવીછે તે જોવાને

માટે છે. વળી એ દહાડા ઊપર તેઓને આ દુન્યા મધે આવી વસવાનો ત્રીજો સબબ એ છે કે, તેઓ મધેનાં મોટા ભાગે આગલા વખતમાં અને હાલનાં વખતમાં આ દુન્યા સાથ સંબંધ રાખેલોછે. તેથી તેઓની ખાહેશ આ દુન્યા ઉપર થાયછે. અને બીજું તો તેઓએ આ દુન્યા મધે જેહેમતથી દોલત તથા ઉપભોગ મેલવીને, આ પણને આપી વદયા થયાંછે, તેનાં બદલામાં આપણ બાકી બંદાઓને તેઓની યાદી કરવાનો હક છે, તે હકને આધારે, તેઓ પોતાની આરાધનાંની ખાહેશ રાખ્યાથી છે. એ વગેરે બીજાં વધારે કારણો છે, પણ લંબાણ થવાને લીધે હમો મુકી દીજીએ છીએ.

અશોફરોહરો આએ દુન્યા મધે આવી દસ દહાડા અને રાત આએ દુન્યા મધે જાહુક રહેછે તે નીચલા અવસ્તાથી માંલમ પડેછે.

### અવસ્તા.

અષદુનાંમ વંઘુહીશ સૂરાદુ સ્પેંતાદુ ફરવષ્યો યજમઈદિ, યાદુ વીસાદ આવયઈંતિ હમસ્પથમએદએમ પઇતિ રતૂમ આઅદ અથર વીચરેંતિ દસ પઈરિ ખ્ષફનો અવદ અવો જીષ્નાદુંઘહેમનાદુ.

### અરથ.

પવિત્રોની ભલી, બાહાદુર, અને વરધી કરનાર ફરવશીઓને હમો આરાદયે છીએ, કે જેઓ "હમસપથમએદેમ" ઘાહંમબારના વખત ઉપર ઘરમાં અથવા મો-

હોલાઓમાં આવી રહેછે, ત્યારે આવી રીતની મદદની ખાહેશ રાખતાં દસ રાત સુધી એ તરફ રહેછે.

ઉપલા પવિત્ર અવસ્તાના ફકરા ઉપરથી તમો ભાઇઓએ જોઈ લીધું છે કે, અષો ફરોહરો "હમસપથમએદેમ" એટલે જે "ફરવરદિગાંન" ના દસ દહાડા અને રાત આએ દુન્યાં મધે આવી, આપણા ઘર તથા મોહોલાઓમાં, જેવો જેઓનો મકાન ત્યાં મેહેમાંન તરીકે રહેછે. આ ઉપરથી ખોલ્લું થાયછે કે, અષો ફરોહરોની આરાધણાં તથા કીરીઆ બને ત્યાં સુધી ઘરમાંજ કરવી જોઇએછે, કારણ કે, તેઓ કીરીઆ તથા આરાધણાંના બદલામાં, જે દોઆ અને આફરીન કરેછે તે, જે ઘર મધે તેઓની આરાધણા થાયછે, તે ઘરનાં માલેક અને ઘરને દોઆ કરે છે, તે આગલ ચાલતાં તમારા જાણવામાં આવશે. તેઓ આપણાં ઘરમાં દસ દિવશો સુધી રેહેછે, અને તેઓ રહીને આપણથી પરોનાગતમાં શું શું ઉમેદ રાખેછે તે નીચલા પવિત્ર અવસ્તાથી તમોને જણાશે—

**અવસ્તા.**

કો નો સ્તવાદ? કો યજાઇતફ? કો ઉફ્યાદ? કો ફરી નાદ? કો પઇતિજનાદ ગઉમત જસ્ત વસ્ત્રવત અષ નાસ નેમંઘહ? કહફ નો ઇડિ નાંમ આઘઇરીઆદ? કહફ વો ઉરવ ફરાયફજીઆદ? કહમાઇનો તદ દાથરેમ દયાદ, યદ હફ અંઘહદ ખઇરીઆંન ખરેથેમ અજીઅસ્નેમ યવએચ યવએતાતએચ?

અરથ.

કોણ હમોને વખાણશે? કોણ હમોને ઇંજશે? કોણ હમોને પોતાનાં કરી ગણશે? કોણ હમારી ઉપર પ્યાર કરશે? કોણ હમોને ગાએવાલા અને વસતરવાલા હાથે પવિત્રાઈ મેલવનાર તાબેદારીથી માન આપશે? એ જગો-એ હમારા મધેનું કોણનું નામ લેશે? તમારા મધેનો કો-ણનો આતમા હમુને આરાધશે? હમારા મધેનાં કોણને તે હદયો આપશે (અરપણ કરશે)? કે જે હદયો હમેશે તલક નહીં કોહી અથવા ખરાબ થઈ જાએ એવો, અને ખાવા લાયક ખોરાકનો હોય તે, કોણ આપશે?

ભાઈઓ, ઉપલા પવિત્ર અવસ્તાના ફકરાના બો-લાશાથી તમોએ જોયું કે, અશોફરોહરો આએ દુન્યાં મધે આવીને આપણથી કાંઇ આશા રાખેછે. તે મધેની પેહેલી આશા આપણ ખાકીઓથી એ રાખેછે કે, તેઓને કોણ વખાણશે? એટલે, તે સાહેબોની જે કિરતીઓ છે તે એ દહાડા ઉપર કોણ કોણ ગાએછે તે જોવાની ઉમેદ રાખે છે. એ ઉપરથી માલમ પડેછે કે, આપણને એ બુજોરગ દહાડા ઉપર અશોફરોહરોની જે જે કિરતીઓ હોય તે, અને આપણાં આગલા અને હાલી જે કિરતીવાંન નએ-આગાંનો થઈ ગયા હોય, તેઓની આપણા ઘર મધે, કુ-ટુંબ આગલ કીરતીઓ ગાવી જોઇએછે. એથી બે ફાએ-દા થાએછે. એક તો એ કે, અશોફરોહરોની જે ખાહેશ છે તે બર આવેછે અને બીજું તો એ કે, ઘરના લોકો વાકેફ થાએછે. વલી અશોફરોહરો આપણથી બીજી આશા એ રાખેછે કે, આપણ ખાકીઓ મધેથી તેઓને કોણ ઇજશે?

એટલે જે, તેઓનાં ખેશ કુટંબીઓ આ દુન્યાં મધે છે, તે મધેથી કોણ કોણ ઇંજશે. એવી આપણી વફાદારી જોવાની તેઓ ઇંતેજારી રાખે છે. આએ ફકરા ઉપરથી માલમ પડે છે કે, તે સાહેબો આપણ ખાકીઓથી, તેઓની આરાધના, યાદ, અને બંદગીની ઉમેદ રાખે છે, એટલા સબબથી દરેક કુટુંબે પોતાના ઘર મધે તેઓની આરાધના કરવી અથવા કરાવવી. તે આરાધના કેવી રીતની કરવી અને કરાવવી, કે જેમાં તેઓને ઇજવું થાય. તેઓનું ઇંજવું આટલી ચીજથી થાયછે: યજશને, વંદીદાદ, વીસપરદ, બાજ, આફ્રંગાંન, ફરોખશી, સતુંમ અને પતેત.

વલી અષો ફરોહરો આપણથી ત્રીજી ઉમેદ એ રાખેછે કે, આપણ ખાકીઓ મધેથી તેઓને પોતાનાં કરી કોણ ગણશે ? એટલે કે, આપણ લોકો મધેથી તેઓ મધેનાં દરેકને પોતાનાં કુટુંબીઓ તરીકે કોણ ઓ લખશે. એ ઉપરથી આપણને સજાવાર છે કે, એ દહાડાઓ ઉપર, પોતાનાં ખેશનાં જે સાહેબો આ દુન્યા છોડી ગુજરી ગયાં હોય તેવોને યાદ કરવાં કે, ફલાંણું આપણું ફલાંણી જાતનું સગું હતું, કે ફલાણો આપણો દોસ્ત હતો, ફલાંણો આપણો સગો યા દોસ્ત ઘણો નેક હતો, એવી રીતે તે સાહેબોને ઓળખવાં જોઇએછે. એ ઓળખવાનું કારણ એજ કે તેથી કરીને આપણ તે લોકોને ભુલ્યે નહીં, અને યાદ કરવાથી તેઓ ખુશી થાય.

વલી અષો ફરોહરો આપણ ખાકીઓથી ચોથી ઉમેદ એ રાખેછે કે, આપણ ખાકીઓ મધેથી તેઓ મધેનાં કોણ ઉપર પ્યાર કરશે ? યાને તેઓ અષો ફરોહરો

મધેનાં કોણ કોણ ઉપર આપણ ખાકીઓ પ્યાર અને મોહોબત રાખશે, એટલે કે તેઓનાં નાંમને પ્રીતી અને પ્યારથી કોણ લેશે. એ ઉપરથી આપણ લોકોને સજાવાર છે કે, તેઓનાં નાંમોને યાદ કરવાં, તે દીલના ખરા પ્યારથી અને માન સાથે યાદ કરવાં જોઇયેછે, બેદરકારપણે યાદ કરવાં નથી જોઇતાં.

વલી અષો ફરોહરો આપણ ખાકીઓથી પાંચમી આશા એ રાખેછે કે, આપણ ખાકીઓ મધેથી તેઓ મધેનાં કોણને ગાયવાલા અને વસ્તરવાલા હાથે પવિત્રાઈ સાથે માંન આપશે ? એટલે જે, એ અષો ફરોહરોને નાંમે કોણ ખાકીબંદો ગઉદાંન અને વસ્તરદાંન ખાલેસ પવિત્ર મનથી, અને હલાલ મેહેનતનાં પૈસાથી તેઓનાં નાંમનાં માંન સાથે કરશે. આએ ઉપરથી આપણ લોકોને એ પવિત્ર દહાડા ઉપર ગઉદાંન અને વસ્તરદાંન યા કોઇબી જાતની બીજી બક્ષેસ અષો ફરોહરોનાં નાંમને માંન આપવાથી સેડકા તરીકે કરવી જોઇયેછે. અને એ દહાડા મધેનાં કોઇબી દહાડે વસ્તર ઇજીવવાં જોઇયેછે.

વલી અષોફરોહરો આપણથી છઠી ઉમેદ એ ઇચ્છેછે કે, આપણ ખાકીઓ મધેથી તે ફરોહરો મધેનાં કોણનુ નામ લેશે? એટલે કે, તેઓના કુટુંબી અથવા દોસ્તો તે ફરોહરો મધેથી કોણ કોણનાં નામ ચુંટી ચુંટીને લેશે. એ ઉપરથી પણ આપણ આદમજાતને લાયક છે કે એ પવિત્ર દહાડા ઉપર, જેટલાં અષોફરોહરોનાં નાંમો, આપણને યાદ હોય તટલાં આરાધનાં મધે યાદ કરાવવાં

જોયેછે, કારણ કે નાંમ બનાંમ યાદ કરવાથી તેઓને બુજોરગી મલેછે અને તેથી સુરૂખરો થાએછે.

વલી અષોફરોહરો આપણથી સાતમી અને છેલી ઉમેદ એ રાખેછે કે, આપણ બાકી બંદાઓ મધેથી તેઓને વાસ્તે "એ દસ દાહાડા સુધીમાં નહીં કોહી જાય એવો અને ખાવા લાયક ખોરાકની બક્ષેસ કોણ કરશે?" એટલે જે, અષોફરોહરોને વાસ્તે દસ દહાડા સુધી જાહુક અને જાહુક ખાવા લાયક ખોરાક એટલે ફળ, પાંન, ફુલ, પાણીઅને ખાણું, કેહેવું કે, નહીં ખરાબ, ચોખું, પાક, તાજું અને સોજું, ખરાબ અને વંસાએલું અથવા કોહેલું નહીં એવું, કોણ આપેચ?

આએ ઉપરથી પણ આપણ જરથોશતીઓને લાજેમ છે કે, એ પવિતર અને બુજોરગી ભરેલા દહાડા ઉપર આરાધનાંને વાસ્તે ખોરાક જે મંગાવે તે શકતિ પ્રમાણે સારો અને સુત્રો મંગાવવો જોયેછે. તથા તે સાથે તે સઘળાંને ચોખાઇથી અમલમાં આણવું જોયેછે. તેમાં કાંઈ ખાંમી અથવા નજીસાઈ નહીં વપરાય તે ઉપર ચોકસાઇથી જોવું જોયેછે. અને તે સાથ જેમ મોએસર હોય તેમ ફળ, પાંણી, મેવો જે કાંઇ બીજી મલી આવતી સુફીઆંની ચીજ રાત દહાડો એક મુકરર કીધેલી જગાઓએ હાજર રાખવો જોયેછે. એવું આપણને ઉપલો અવસ્તાનો ફકરો ફરમાવેછે. તે ઉપર ખુબ દેયાંન રાખવું જોયેછે.

ઉપલા અવસ્તાનો સારાંસ એજ કે, એ બુજોરગ દહાડા ઉપર અષોફરોહરોની વખાણ તથા કિરતિ ગાવી

તથા તેઓને પોતાનાં વડાં ગણી તેઓની મોએસર પ્ર-
માણે સેવા બજાવવી, અને તે સેવા દેલોજાનીથી,
એવી મોહબત અને પ્યારથી બજાવવી કે તેઓ તેથી
ખુશી અને રાજી થાય. અને તેઓની આરાધનાં અને
બંદગીઓ કરવી, અને પોતાને તે આવડતું ન હોય તો
બીજા પવિત્ર મરદો સોડે કરાવવી. તે આરાધનાં કરાવ-
વી તે એવી રીતની કરાવવી કે, જો વધારે મોએસરવાલું
હોય તો તેણે યજશને, વંદીદાદ, બાજ, આફરંગાંન,
ફરોખશી, અને સતુંમ, એ રીતે આરાધનાં કરાવવી. અ-
ગર જો ગાથાનાં દહાડા હોયતો ઘહમબારની વીસ્પરદ
તથા પાવી ઇંજાવવી, અને તે સઘલું ઇજાણ કરે તે બને
ત્યાં સુધી એક હેલાએદી પવિત્ર જગા કીધેલી હોય ત્યાં
આતશ રોશંણ રાખીને તે સઘલું કરવું અથવા કરાવવું,
અને તેજ જગો ઉપર શકત પ્રમાણે મેવો, પાંણી, ફુલ
અને એ વગેરે, જે જે નાંમીચી ખુશબોદાર અને શોભા-
યમાંન ચીજો હોય તે ત્યાં દસ દહાડાની મુદત સુધી
મુંકવું. એવી રીતની ઉપલા અવસ્તાની મતલબ છે.

ભાઇઓ બચીતકરી એંષા ફરોહરોને નારાજી અને
દલગીર નકરવાં જોઇએ, કારણ કે તે સાહેબો ના રાજી
થવાથી બદ દોઆ કરેછે તે આ નીચલા અવસ્તાથી તમા-
રી ખાતરી થાશે.

**અવસ્તા.**

અષાઉનાંમ ફરવષિનાંમ ઉઘરનામ અઇવિ-
થુરનાંમ ઉઘરનાંમ વારેથ્રઘનિનાંમ પઉઇરીઓ દ-
કએષનાંમ ફરવષિનાંમ નબાનજદિશતનાંમ ફર-

વષિનાંમ ફ્રવષયો ખ્શ્નુતાઉ અયંતુ અહ્મ્ય ન્માનફ, ખ્શ્નૂતાઉ વીચેરેંતો અહ્મ્ય નમાનફ ખ્શ્નૂતાઉ આફ્રીનેંતુ અહ્મ્ય ન્માનફ વંધુહીમ અષીમ ખાપરાંમ, ખ્શ્નૂતાઉ પારયંતુ હચ અહ-માદ ન્માનાદ, સ્તઉમાચ રાજરેચ બરેંતુ દથુષો અહુરહફ મજદાઉ અમેષનાંમ સ્પેંતનાંમ, મા ચીમ ગેરેંજાનાઉ પારયંતુ હચ અહમાદ ન્માનાદ અહમાકેમ્ચ મજદયસ્નનાંમ.

અરથ.

પવિત્રોની ગાલેબ, બાહાદુર, મજબુત, અને ફતે-હમંદ ફ્રવશીઓ મધેની, તથા આગલા રેવાજવાલાઓની ફ્રવશીઓ મધેની, તથા જરથોશતી દીનવાલાઓની ફ્ર-વશીઓ મધેની, ખુશી થાયલી ફ્રવશીઓ આ ઘર મધે ફરહર કરો. તે ખુશી થાયલી ફ્રવશીઓ આ ઘર મધે ભલા અને અસરકારક આશીરવાદ અને આફ્રીન કરો. પછી તે ખુશી થાયલીઓ આ ઘર મધેથી પાછાં સધારો ત્યારે તે પેદા કરનાર હોરમજદ અને અંમશાસ્પંદોને જે વખાણ અને આરાસ્તે કીધેલી ચીજો (યાને આરાધ-નાં અને બંદગીનો સવાબનો બદલો, અને જે ચીજો ઉપર આરાધનાં થાઈ તેની ખુશબોનો બદલો) પોતાની સાથે લેઇ જાઓ. હમો માજદયસનાંનોનાં આએ ઘર મધેથી કોઇબી ફ્રવશી દલગીરીનો પોકાર મારતી (યાને બદ દોઆનો પોકાર મારતી) ના જાતીઓ.

જો અષો ફ્રોહરો ખુશી થાઇ આએ જેહાંનથી પાછાં વદીઆ થાયછે તો, તેઓ તેનાં બદલામાં ફતેહ,

તંદરૂસ્તી, રાંમશની, અને નુર, શોરેખરૂઇ અને દોલત બક્ષેછે અને મુશકેલો ટાલેછે.

### અવસ્તા.

યાનુ દાથ્રીશ વેરેથરેમ જખયંતફ દાથ્રીશ આ યપ્તેમ ચકુષફ દાથ્રીશ બંતાઈ દરવતાતેમ દાથ્રીશ અહુમાઇ વોહુ ખરેનો યો હીશ યજાનો કુખ્નુ આંનો જખયફઇતિ બરોજનુથરો અષવ.

### અરથ.

તે અષો ફરવશીઓ પોતાને બોલાવનારાઓને ફતેહ આપનારીછે, અને ચાહાનારાઓને બદલો આપનારીઓ છે, અને બંદગી કરનીરાઓને આરામ અને સુખ આપ નારીઓછે. તથા જે આરાધના કરનાર, હદીઓ લઈ જાનાર, અને પવિત્ર લોકો તેઓને બોલાવેછે તેવોને સારૂં નુર યાને સોરખરૂઇ અને લક્ષમી આપનારીઓછે.

હવે આટલું જાણવું જોઇએછે કે, જે, અષો ફરોહરોને બોલાવનારાઓ જાતે પવિત્રાઈ રાખનાર હોય છે, અને માન પાંમેલા, એટલેજે હાલતે ગરીબ પણ સારી આબરૂ વાલા હોયછે, અને જે તરફથી ખુશી ભોગવનારા પવિત્ર લોકો હોયછે તે જગો, યાંને જેઆં ગંમગીની નહોએ તેઆં. અને જે જગો ઉપર કે બેઆજાર પવિત્ર લોકો વસેછે, યાને કે કોઇને દુ:ખ દેનારાં, લોકોને રંજ દેનારા, તથા એ વગેરે એવી જાતનાં લોકો ન વસ્તા હોય તે જગો ઉપર ફરવશીઓને જો કોઇ યાદ કરે અથવા આરાધે તો તેઓ જલદીથી આવેછે.

એ વીશે જુઓ ભાઇઓ, નિચલા અવસ્તા આ પણને શું કેહેછે-

અવસ્તા.

યાતુ અવડ પર ફરવુઇરીસિરતાતુ યથ્ર નર અષવનો અષેમ હેંતિ જરજદ્દાતેમ યથ્રચ મજિશ્તાતુ ફ્રેરિતાતુ યથ્રચ ખ્નૂતો અષવ યથ્રચ અદખિશ્તો અષવ.

અરથ.

જે તરફ પવિત્ર માણસો પવિત્રાઈ મજબુત રીતે રાખનારાં, તથા જે તરફ અતિઘણું માન પાંમેલા પવિત્રો હોયછે, અને જે તરફ ખુશી ભોગવનાર પવિત્રો હોયછે, તથા જે તરફ બેઆજાર પવિત્રો હોયછે, તે તરફ ફરવષીઓ જલદીથી જનારીઓછે.

ઉપલા સઘલા ખોલાશા પ્રમાણે જો, કોઈ અષો ફરેહરેને રાજી કરેતો, તેઓને તે સાહેબો નીચે જણાવ્યા પ્રમાણે દોઆ કરેછે.

આવસ્તા.

અહમાઇ આફ્રીનેંતિ ખ્નૂતાતુ અઇનિતાતુ અદબિશ્તાતુ ઉંઘરાતુ અષતુનાંમ ફરવષયો. બુયાદ અહમિ નમાનઇ ગેઉશ્ચ વાંથવ વીરનાંમ્ચ. બુયાદ આસુશ્ચ અસ્પો દેરેજસ્ચ વાખ્શો. બુયાદ નાસ્તાહીઓ વ્યાખ્નો.

અરથ.

તે પવિત્રોની ખુશી થાયલી, નહીં ગોસે થાયલી, નહીં આજુરદે થાયલી, અને બાહાદુર ફરેવષીઓ દોઆ

કરેછે કે, આય મકાંણમાં (એટલે, જયાં તેઓની આ-રાધનાં થાયછે ત્યાં) ગોસ્પંદોનાં અને માણસોનાં તોળાં-ની વરધી થાઓ! અને ઝડપ વાળા ઘોડા અને મજબુત ગારી થાઓ! અને તે આરાધનાં કરનાર સખ્શ વધારે તારીફ વાલો અને પ્રખ્યાત થાઓ!

ભાઇઓ, અષો ફરોહરોની આરાધનાં તથા તેઓ ને લગતી જે અગત્ય જોગ બાબદો હતી, તે, હમોએ આપણા ધરમનાં પવિત્ર અવસ્તાથી તમોને દેખાડી આપીછે. હવે એ બાબદમાં આપણી દીનનાં નાંમીચા પેશવાઓ શું શું લખી ગયાછે તે, હું તમોને જણાઉંછું.

જરથોશતી ભાઇઓ અષો ફરોહરોનાં આ દુન્યા મધે આવવા વિશે, તથા તેઓ જે દસ દહાડા અને રાત આ દુન્યા મધે જાથુક રહેછે તે વિશે, દીનનાં સઘલાં દફતરો મધે, સઘલા લખનારાઓ, એક મતથી જણાવેછે; પણ તેઓની કીરીઆ તથા આરાધનાં કેવી રીતે કરવી, કેમ કરવી, અને શું કરીને કરવી તે, ઉપર જણાવેલા અવસ્તા મધે જણાવ્યા કરતાં, લગાર વધારે અને વધારે ખોલાસાથી જણાવેલુંછે, અને વલી એ ફરવરદેગાંનનાં દસ દિવસોની આસપાસનાં બીજા સાત દિવસો વિશે-નુંબી ખોલ્લું વર્ણન જણાવેલુંછે, તે નીચે મુજબછે.

હવે જાણવું જોયેછે કે, "ફરવરદેગાંન" નાં દ-સ હાડાને અવસ્તા મધે "હમસ્પથમએદેમ" ની ઓલખથી જણાવ્યાછે. અને પેહલવી તથા ફારશી કે-તાબ વાલાઓએ, એ દસ દિવશોને "પંજી" ને નાં-મે ઓળખેછે. એ "પંજી" નાં દસ દિવશોને બે

ભાગમાં વેહેંચ્યાછે. પેહેલો ભાગ, સફંદારમદ મહિનોને આસ્તાદ રોજથી તે, અનેરાંન રોજ સુધી પેહેલા પાંચ દહાડાને "પંજીએ કેહ" યાને નાધલા પાંચ દાહાડા કરી લખેછે. અને બીજો ભાગ, સેફંદારમદ મહીનોને હોન્વદ ગાથાથી તે, વેહેશતોએશત ગાથા સુધીનાં બીજા પાંચ દહાડાને "પંજીએ મેહ" યાને બુજોરગ પાંચ દહાડા કરી લખેછે. અષો ફરોહરોને માટે આપણાં ઘર મધે એક હેલાએદી જગો કરવાને વાસ્તે ફરમાંવ્યુંછે, તે જગાએ ફુલ, પાંણી, અને મેવો મુકીને આતશની સનમુખ, તેઓની આરાધનાં તથા બંદગી તથા આફરગાંન, સતુમ, તથા ફરોખશી, તથા આતશનિયાએશ, અને પતેત, તથા ફરોહરોની નમસ્કાર, તથા પેહેલા પાંચ દહાડા અષો ફરોહરની બાજ લઈ ૧૨૦૦ અષેમ દરરોજ પઢવી. તથા ગાથાનાં દહાડા ઉપર ગાથાની બાજ લઈને ૧૨૦૦ હોનવર દરરોજ પઢવા, એ જીવતાંઓને મોટી ફરજ છે. અને પેહેલા પાંચ દહાડા અષો ફરોહરોને નાંમે રોજ એક યજશને કરાવવી, તથા ગાથાનાં દહાડા ઉપર ગાથાની યજશને અને ધહંમબારની વીસપરદ પણ શકિત મુજબ કરાવવી. અને કામમાં કમ ગુતાવવું. એ વગેરે બીજું પઢવું ગણવું રાખવાને જણાવેલુંછે. એ ઉપલી એલાહેદી જગોને અસલનાં લોકો "હુદક" "તાકચીઆંન" અને "માંચી" ને નાંમે ઓલખતા હતા. અને હાલે આપણાં લોકો તેને "મુખતાર" અને "દોસલાં" ની જગોને નાંમે ઓ-લખેછે; પણ તે જગોને "ફરોહરો" નીઆરાધનાંની જગોને નાંમે ઓલખવું જોયેછે.

હમોએ જે વિગતો હમણાં ઉપર જણાવી તે વિગતો કયાં કયાં આવીછે, તે હું તમારી જાણ કીજે, અસલ કેતાબોનાં દાખલાથી નીચે જણાવુંછું.

"હેકાયતે દીની" નાંમની કેતાબ મધે લખેછે કે

ફારશી.

હમે ફરોહરાંને અષોઆંન જુમલેહ બગેતી આયંદ. વ હરકસ બાજ ખાંને ખેશ શવંદ. વ મરદુમ મીબાયદ કે દરાંન દેહરૂજ જુજ બકારે કેરફે કરદન. વ અવસ્તા ખાંનદંન. વ નાંમે અષોઆંન બુરદન. બહીચ ચીઝે દીગર મશગુલ ન બાશંદ ચે હરગાહકે ઇશાંનરા બેશતર ખાંનંદ વદરૂંન ઇજંદ, ફરોહરે અશોઆંન આસાંની વ રાહત વ ખુરરમી બેશતર બુઅદ, વ રસદ. વ આફરીન બરાંન ખાનહ વ જાએગાહ બીશતર ગોઇઅંદ વ બર મરદુમ દોઆ મીકુનંદ. વ ફરીજે અસ્ત કે, ઇશાંનરા બ હમે વકત બયાદ દારદ. અમ્મા દરીંન રોજ બેશતર ઇજશને વઆફરીંગાંન બગોયંદ. વ દરૂન વ મીઅજદ મીબાયદ કરદન. વ અવસ્તા બાયદ ખાંનદંન. વ બોઇ બર આતશ બાયદ નેહાદંન.

અરથ.

તમાંમ અષોનાં ફરોહરો આએ જેહાંન મધે આવેછે, અને હરકોઈ પોતાનાં મકાંનપર પાછાં જાયછે. ઇંસાનને ઘટેછે કે એ દસ દહાડાંમાં સવાબનાં કાંમો કરવાં, અને અવસ્તા પઢવા, અને અષો રવાંનોનાં નામો

યાદ કરવા શિવાય બીજાં કાંમોમાં મશગુલ રેહેવું ન જોઇએ. કારણકે જેમ જેમ તેઓ (અષો ફરોહરો) ને વધારે બોલાવ્યેછ, અને દરૂન ઇંજયેછ, તેમ તેમ અષોનાં ફરોહરોને વધારે આશાંની, રાહત, અને બોઝરગી પોહોચેછે. અને તેથી અષોફરોહરો તે ઘર અને મકાંનમાં વધારે દોઆ કરેછે. અને આપણ લોકોને ફરજ છે કે, તેઓની (એ દસ દહાડામાં) સઘલી વખતે યાદ કરવી જોયેછે, અને એ દહાડામાં તેઓની વધારે ઇજશને અને આફરીંગાન કરવાં અને દરૂન, મીઅજદ કરવી ઘટેછે. અને અવસ્તાઓ પઢવા જોયે અને આતશ ઉપર ખુશબોએ બાળવી જોયે.

બોલાસએ દીન નાંમની કેતાબ મધે નીચે મુજબ લખેછે કે:—

ફારસી.

પસ ચુંન ફરવરદીઆંન દરઆયદ બાયદ કે હર કસી દર ખુરદો તાકતે બીશ દરૂન વ ઇજશને વ મીઅજદ વ આફરીંગાન ફરમાયંદ, વ કુનંદ. વ ઇન દેહરૂજ. બર હમે કસ ફરીજે અસ્ત આંન બેહેતર કે બખાંનહે ખીશ સાજંદ. ચેહ રવાંનહાએ હરકસ બાખાનહે ખીશ શવંદ. વગુશ બદીશાંન દારંદ. તા દરૂન વ મીઅજદ વ આફરીંગાંન સાજંદ. વ આંન દેહરૂજ હમે રવાંનહા બદીં ગેતી બાશંદ.

### અરથ.

જયારે ફરવરદેગાંનના દહાડા આવે ત્યારે, હરેક શખ્શને ઘટેછે કે, પોતાની લાયકી અને તાકાદ પ્રમાણે દરૂન, ઈજીશને, મીઅજદ અને આફરીંગાન કરે અથવા કરાવે. અને એ દસ દહાડા, સરવે કોઈને ફરજ છે કે, તે પ્રમાણે પોતાનાં ઘરમાં કરે તો બેહેતર. કારણકે, દરેકનાં રવાંનો ઘરમાં આવેછે, અને તેઓ તરફ ધ્યાન રાખેછે. માટે દરૂન, મીઅઝદ, આફરીંગાંન કરે. અને એ દસ દહાડા સરવે રવાંનો આએ જેહાંનમાં રહેછે.

દસ્તુર દારાબ હોરમજદીઆરવાલી રેવાયત મધે "જંદ અવસ્તાની કેતાબોમાંથી" એવાં મઠાલાં હેઠલ આએ પ્રમાણે લખેછે કે :—

### ફારસી.

માહે સફંદારમદ રોજે આસ્તાદ માચીરા હુદક ગોયંદ અજ આસ્તાદ રોજ તા અનેરાંન રોજે કેહેતરાંન ગુયંદ. દરીંન પંજ રૂજ યક હજારે દોઇસ્ત અષેમ બેખાંનદ. અયાફ્ત ખાસ્તાર બુઅદ યાને હાજત રવા શવદ. અજ અહુનવદ ગાહ તા વેહેશતોયશાત ગાહ, આંન પંજ રૂજે મેહેતરાંન ગુયંદ. દરીંન પંજ રોજ યક હજાર દોઇસ્ત અહુનવર બેખ્પાંનદ. અયાફ્ત ખાસ્તાર બુવદ યાને હાજત રવા શવદ.

### અરથ.

અસ્પંદારમદ માહ ને આસ્તાદ રોજે માંચી માંડેછે, અને તેને હુદક કરીખી લોકો બોલેછે. આસ્તાદ

રોજથી તે અનેરાંન રોઝ સુધીનાં પાંચ દહાડાને પંજ રો જે કેહેતરાંન, યાને નાધલા પાંચ દહાડા કરી કહેછે, અને એ પાંચ દહાડા સુધી દરરોજ ૧૨૦૦ અષેમ પઢવી જોઇએ. એ ૧૨૦૦ અષેમ પઢીને જે કાંઈ હાજત માંગે તે પાક યજદાં પુરી પાડે છે. અને અહોનવદ ગાથાથી તે જે વહેશતો યશત ગાથા સુધીનાં પાંચ દહાડાને પંજરૂઝે મેહેતરાંન, યાને મોટા પાંચ દહાડા કરી કહેછે, અને એ પાંચ દહાડા સુધી દરરોજ ૧૨૦૦ અહુનવર પઢવાની ફરજ છે. એ ૧૨૦૦ અહુનવર પઢીને જે કાંઈ ખોદાતાલા પાસે હાજત માંગે તે ખોદાતાલા પોહોંચાડે છે.

મોબેદ જમશેદની રેવાયત મધે નીચે પ્રમાણે એબારત લખેછે કે:—

ફારસી.

વ ઇન દેહ રૂજ બુજોરગ અસ્ત. હમે ફ્રોહરે અશોઆંન બગેતી આયદ. ખાંનમાંન રોશનાઇ મીશવદ. હમે ફ્રોહરે અશોઆંન દોઆ-વ આફરીંન મીકુનદ. હુદક બેનશાનીમ હર રૂજ બેહેદીન જંદ અવસ્તા વ આફરીંગાંન બુખાનંદ.

અરથ.

એ દસ દહાડા બુજોરગ છે, અને એ દસ દનમાં તમાંમ અશો ફ્રોહરો આયે જેહાંણમાં આવેછે. આપણાં ધર મધે રોશની થાયછે. અને તમાંમ અશો ફ્રોહરો દોઆ આફરીંન કરેછે. અને હુદક યાને માંચી માડયેં છીએ. અને હરરોજ ભલી દીનનાંઓ જંદ અવસ્તા અને આફરંગાંનો પઢેછે.

દસ્તુર બરજોર કાંમદીનની રેવાયત મધે નીચે મુ જબ લખેછે કે :—

## ફારસી.

વ માહ સફંદારમદ સેજે આસ્તાદ અજ અ- વલ ઇજશાને ફરોહરે અશોઆંન કરદંન. વજ- આની આતશ ન્યાએશ બજાએ બાંનદંન. પ- સદો હેરબદ આફરીંગાને પંજી બખશનુંમને અ- રદાફરવશ બાંનદંન. વ એસમ વણોએ બર આતશ નેહાદંન. વ હરયક પત "ગોમત જસ્ત વસ્તરવત અશનાંસ નેમંધહ" હરયક પત ઇંન શુપંન અસંમ વ બોએ બર આતશ નેહાદંન. વ દરાંન પંજરૂજ ફરવરદીઆંન અજ સેજે આસ્- તાદ તા અનીરાંમ રૂજ હર રૂજ કે આફરીંગાંન બાનંનદ અવલ યક આફરીંગાને પંજી વ યક આ- ફરીંગાંને દહમાન વ યક આફરીંગાંને સરોશ મીબા- યદ બાનદંન. દરાંન રૂજેહા ઇજશાને ફરોહર અષોઆંન મીકુનંનદ. વ દીગર ઇજિશાનેહા બ- મીનોઆંન કરદંન. વ દર શબે અનીરાંન પતત મીબાંનંનદ. વ પંજ રૂજ કેહેતરાંન મીગોયંદ. વદરીંન પંજરૂજ બેહેદીનાંનરા યક હજાર દોઇસ્ત અષેમ બાયદ બાંનદંન. અયાફ્ત બાસ્તાર બુ- વદ આને હાજતરવા શવદ. વ પંજ રૂજ અહુનવ- દ ગાહ તા વેહેશતોયશાત ગાહ. આંન પંજરા પં- જ રૂજે મેહેતરાંન ગોયંદ. દરીંન પંજ રૂજ બે- હેદીનાંનરા યક હજાર દોઇસ્ત અહુનવર બાયદ

ખાંનદંન. અયાફ્તે ખાસ્તાર બુવદ યાને કેરફેહા અજીંમ બાશદ. વ દરીંન પંજ રોજે પંજી યશાત ગહંમબાર મીકુનંનદ. વ દીગર યશાત ગાથાબી-ઓ મીખાંનંનદ. વ દરાંન ખશનુંમને ગાથાબી-ઓ મીબાયદ ખાનંનદ. વ હરદો હેરબદ શાય-દ આફરંગાંને ગહંમબાર ગોફતંન. અવલ મી-અજદ બેદસ્તે રાસ્ત વ આતશ બદસ્તે રાસ્ત વ અસપરમ નાવેહ બદસ્ત ચપ વ દરીંન પંજ રૂજ બપંજી અજ અહુનવદ ગેહ તા વેહેશતો યશાત અવલ દો આફરીંગાંને ગહંમબાર વ યક આફરંગાને પંજી વ યક આફરીંગાંને સરૂશ બાયદ ખાંનદંન. પંજ રૂજે ગાથાબીઓ આફરીંગાને દ-હમાંનરા ન બાયદ ખાંનદંન. વ અંદરીંન દેહ રૂજે ફરવરદીઆંન બેહેદીનાંનરા ફરીજે અસ્ત કે, બેકેરફે કરદન પેવસ્તે મશગુલ બાશદ. વ દીગર પંજ કાર નકુનંનદ. બજુજ મોજદ વ કેરફે વ-રાદી વ રાસ્તી વ મીઅજદ દરીંન દેહ રૂજેહા.

અરથ.

સફદારમદ માહ આસ્તાદ રોજે પરથંમમાં અષો ફરોહરોની ઇજશને કરવી (અને તે ઇજશને મધે જે મે-હેલ ઉપર આતશની નીઆએશ પઢવામાં આવેછે) તે જગોએ આતશની નીઆએશ પઢીઆ પછી બંધે હેર-બદો યાને જોતી આતરવસીઓએ પંજીનું આફરંગાંન અરદા ફરૂઅશાની ખશનુમને પઢવું અને જે જગો ઉ-પર “ગનુમતજસ્ત વસ્તરવત અષનાંશ નેમંઘહ” એ

પતો આવે તે વખતે આતશ ઉપર એસંમ બોએ મુંક-
વી. એ ફરવરદીઆંનનાં પેહેલા પાંચ દિવશોમાં આ-
સ્તાદ રોજથી તે અનેરાંન રોજ સુધી હરરોજ એક આફ-
રંગાંન પંજીનું યાને અરદા ફરઉ અશાનું, એક દહમાંનનું,
અને એક સરોશનું પઢવું જોયે. એ દિવશોમાં અષો
ફરોહરોની ઇજશને કરવી અને બીજી ઇજશને ફરેસ્તા-
ઓની (યાને જે રોજ હોય તેની) કરવી. અનેરાંન રો-
જની રાતે ખચીત પતેત પઢવી. એ પેહેલા પાંચ દહાડા
ને પંજ રોજે કેહેતરાંન યાને નાઢલા પાંચ દહાડા કરી ક-
હેછે. એ પાંચ દિવસોમાં દીનદારોને ૧૨૦૦ અષેમ
પઢવી જોયે, કે ઉમેદ બર આવે. અને અહુનવદગા-
હથી તે વેહેશતોયશત ગાહ સુધીનાં પાંચ દહાડાને પંજ
રૂજે મેહેતરાન યાને મોટા પાંચ દહાડા કરી કહેછે. એ
પાંચ દહાડાઓમાં ભલી દીનનાં લોકોને ૧૨૦૦ અહુન-
વર પઢવા જોયે, કારણ કે તે પઢયાથી જે નેક ઉમેદ હોય
તે બર આવે, અને મોટું પુન્ય લાગે. અને એ પાંચ
દહાડામાં ગહંમબારની ઇજશને કરવી. અને બીજી ગા-
થાની ઇજશને પઢવી, અને તેમાં ગાથાબ્યોની ખશનું-
મન પઢવી જોઇએ. અને બે હેરબદોએ ગહંમબારનુ
આફરીંગાંન પઢવું જોયે. પરથમ મીઅજદ જમનાં હા-
થ પર અને આતશબી જમનાં હાથ ઉપર, અને નાવેહ
અસ્પરંમ (યાને કુળ સબજા સાથનું પાંણીનું વાસણ
દાબા હાથ ઉપર રાખવું. એ પંજીનાં પાચ દહાડામાં
અહુનવદથી તે વેહેશતોયશત ગાથા સુધી બે આફરં-
ગાંન ગહંમબારનાં, એક આફરંગાંન ગાથાનું, અને એક

આફ્રરંગાંન સરોશનું પઢવું જોયે. ગાથાબીઓનાં પાંચ દહાડામાં દહમાંનનું આફ્રરંગાંન નહીં પઢવું જોયે. એ દસ ફ્રરવંરદીઆંનનાં દિવસોમાં ભલી દીનનાંઓ ઉપર ફ્રરજ છે કે, સવાબનાં કાંમમાં જાહુક મશગુલ રેંહેવું. અને એ દસ દહાડામાં નેકી, સવાબ, સખાવત, રાસ્તી અને મીઅજદ દરૂનનાં કાંમો શેવાય બીજાં કાંઇબી કાંમો કરવાં નહીં.

ઉપલીજ બાબદને ઘણું ખરૂં મળતું, દસ્તુર દારાબ હોરમજદીઆર પોતાની રેવાયત મધે લખેછે, પણ લંબાણ થવાને લીધે લેવાને દરૂસ્ત જોયું નથી.

પેહેલવી દીનકરદ કેતાબ મધે અશો ફ્રરોહરો એ બુજોરગ દહાડા ઉપર આ દુન્યા મધે આવેછે, તે વિશે આવેલું છે તથા તેઓને માટે એક આરાસ્તે જગો કરવાને આવેલું છે. તે પેહેલવી ફ્રકરો:—

## પેહેલવી.

ફ્રરવરદેગાંન હંગાંમ સેપોરગી અઇતિ શવત મવંન યોમાંને અંમબારશાને પવનચ્ય કેરફ્રે કરદગાંન પરસતશાને યજદે વ સેતાઓશાને જકશ શાફ્રીર દેહેશનાંન મવંન અનશુતા જકે મદાઆંન પવંન જક ચેમ દોએન જક ગાસ અહેલોબાંન શેબાંન વ આવાંનીકચ્ય શપીર મીનોઇ અવીરતર અંમતુનંદ વર પેશ બુનેહમ પતવાર.

## માએણી.

ફ્રરવરદેગાંનનો વખત, વરસનાં વધારાનાં યાને ગાથાના દહાડા સાથેનો ખશુશ સવાબનાં કાંમોનો મોજદ

નો જઠો એકઠો કરવા માંટે છે. તેથી આદમીઓએ, તે સઘલા વખતમાં પાક યજદાંની પરસ્તેશ, અને તેની ભલી પેદાયશની યાને ફરોહરોની વખાંણ કરવી જોઇએ, કાંએકે, તે ફરવરદેગાંનનાં વખતમાં, તે જગોમાં યાને આદમીઓનાં મકાંનમાં, અશો રવાંનો અને બીજા ભલા મીનો ઇઅજદો તેઓનાં બેશાવંદોએ અથવા દોસ્તોએ આરાસ્તે કીધેલાં મકાણ મધે ઘણાં ખરાં પોહોંચેછે.

હવે, એ ફરવરદેગાંનનાં બુજોરગ દહાડાની આસપાસના દહાડા વિશેનું હું બેઆંન કરૂં છું.

સાહેબો, તમોએ જોયું કે, અવસ્તા તથા ફારસી કેતાબો મધે એકશાંન રીતે ફરવરદેગાંનના બુજોરગ દિવસો દસ જણાવેલાછે; પણ તેજ દિવસોને લગતાજ બીજા સાત દિવસોને ફરવરદેગાંનના તેહેવાર તરીકેજ આપણા લોકો બા મુદત થઈ ગણતા આવ્યાછે.

તે દીવશો એ કે, એકતો ફરવરદેગાંનની સુરૂઆતનો આગલો અરશોશવંગ રોજ અને બીજા ફરવરદીન મહીનો ને હોરમજદ રોજથી તે ખુરદાદ રોજ સુધીના છ દહાડા મલીને સાત દહાડા થાયછે.

પેહેલવી નેરંગસ્તાન કેતાબ મધે અરશોશવંગ રોજને દહાડે અષો ફરોહરની કીરીઆ કરવા જણાવેલીછે. અને મોબેદ જમશેદની રેવાયતમાં એજ અરશોશવંગ રોજે અશો ફરોહરની નમસ્કાર કરવાને જણાવેલીછે. તે આએ મુજબ છેઃ—

## નેરંગસ્તાન કેતાબની પેહેલવી.

અમત મહમાંન વર ખાને જામતુનેદ અશ ખ-
શનુમઇનઙ અશોઇશ વંધુહીઆડુ ચિશતોઇશ વં-
ધુહીઆડુ અરેથુ વંધુહીઆડુ અરદા ફ્રવરદ
વાદુનશને.

### અરથ.

જે ફ્રવશીઓ મેહેમાન તરીકે ઘર મધે આવેછે તેની ખશનુંમન, ભલા દહાપણવાલા અને રૂડાં અર્થનાં અરશેશવંગ રોજથી, અરદા ફ્રવશાની કરવી.

ઊપલા ફકરાની મતલબ એ છે કે, ફ્રવરદેગાંનનાં દીવસો ઉપર અશો ફ્રોહરો આએ દુન્યા મધે આવેછે તેથી અરશેશવંગ રોજને દહાડેથી, અશો ફ્રોહરની આરાધના ચાલુ કરવી.

**મોબેદ જંમશેદની રેવાયત મધેનો ફારસી ફકરો.**

રોજે અરશેશવંગ માહે અસ્પંદારમદ રોજે ફ-
રવરદીઆંન આયદ. હમીન રોજ પીશે તાખચી-
આંને ફ્રોહરે અશોઆન ઇંન અવસ્તા ખાંનદંન.
અષાઉનાંમ વંધુહીશ સુરાડુ સ્પેંતાડુ ફ્રવશીઓ
યજમઇદઙ.

### અરથ.

સ્ફંદારમદ માહ અરશેશવંગ રોજે ફ્રવર્દીઆંનના દહાડા આવેછે તે દહાડા ઉપર અષો ફ્રોહરોનાં તાખચીઆંનની નજદીક આય અવસ્તા પઢવા. અષાઉનાંમ વંધુહીશ સુરાડુ સ્પેંતાડુ ફ્રવશીઓ યજમઇદઙ.

હવે આસ્તાદ રોજથી તે ખોરદાદ રોજ સુધી શું શું કીરીઆ કરવી તેનો સાર રેવાયતો પ્રમાણે હું નીચે જણાઊંછું.

રોજ ૨૬ મે આસ્તાદ રોજને દને અરદાફરૂઅશાની તથા આસ્તાદ ઇજદની તથા સરોશાની ઇજશને કરાવવી. ગેતી ખરીદદ ઈંજાવવી. હોમ ઇજિદની તથા અષો ફરોહરની તથા સરોશાનો બાજો ઈંજાવવી તથા આફરગાનો કરાવવાં. તથા ફરોખ્શી તથા સતુમ પઢાવવું. ૧૨૦૦ અષેમ પઢવી અથવા પઢાવવી અને મોરાદ ચાહાવી તથા પતેત કરવી.

એજ પ્રમાંણેજ આસમાંન, જમીયાદ, મારાસ્પંદ, અને અનેરાંન રોજે કરવું. અને આસ્તાદ રોજની ઈજશનેને ઠેકાંણે જે રોજ હોય તેની ઇજશને કરાવવી.

પેહેલા ગાથા ગહંમબારને દને ગાથાની ઇજિશને, તથા ગહંમબારની વિસ્પરદ ઈંજાવવી, તથા બાજો ધરાવવી તથા આફરંગાનો કરાવવાં, તથા ફરોખ્શી પઢાવવી તથા સતૂમ પઢાવવું તથા પતેતો પઢવી. તથા ૧૨૦૦ હોનવર પઢી મોરાદ ચાહાવી, અને હર ધેહમાં સેતાયશ કરવી.

બીજા, તરીજા, ચોથા, અને પાંચમાં ગાથાને દહાડે પેહેલા ગાથા પ્રમાણે સઘલું કરવું. પાંચમાં ગાથાને દને હોશહેન ગેહેમાં બ્ચીત શિઆવ સાથ બાજ ઈંજાવવી તથા આફરંગાંન કરાવવું, તથા જીવતાંઓએ પોતાનાથી થાએલા વરસના ગુનાહનો પસ્તાવો કરવાને પતેત કરવી કે તમાંમ ગુનાહોની માંફી થાયછે.

હોરમજદ રોજ થીતે ખોરદાદ રોજ સુધી મોટા તેહેવારના દહાડા હોયછે તેથી એ દિવસોમાં પણ ઇજશ-ને, આફ્રરંગાન, બાજો, અને સતુમ પઢાવવાં જોયેછે, અને બને તેમ વધારે બંદગી કરવી જોયેછે, અને એ દિવસો ઉપર શકિત મુજબ સખાવત કરવી જોયેછે અ ને શકિતવાંન લોકોને જરથોશતી બંદીવાંનોનાં બંદ પૈસા આપી છોડવવા જોયેછે. અને નિરદોશ ગમત મેલવી જોયેછે. આપણાં આગલા ન્યાગાંનો પાદશાહથી તે અમી રો તથા સઘલાઓ હમોએ ઉપર ખોલાસો કરવા પ્રમાણે કરતા હતા, તેમજ સઘલાઓએ પોતાની શકિત પ્રમાણે કરવું જોયેછે.

હોરમજદ રોજને દને હોરમજદ રોજની ખશનુ મનથી ઇજશને, બાજ, આંફ્રરંગાંન કરવું. તથા અષો ફ્રરોહરની ખશનું મનથી અફ્રરંગાન બાજ ઇંજાવવાં. સતુમ પઢાવવા. એ દને બને તેમ હોરમજદ યશત વ-ધારે પઢવી. અને ગુજરેલા વરસનાં ગુનાહની માફી ચા-હવા માંટે ખરાં અંતઃકરણથી પતેત કરવી.

બેહમન રોજે બેહમંન અમશાસ્પંદની નઇયતે તથા અષો ફ્રરોહરોની નઇઅતે આફ્રરંગાન બાજ ઇંજા-વવાં, સતુમ પઢાવવાં તથા બને તેમ બંદગી કરવી.

અરદી બેહેશત રોજે અરદીબેહેશત અમશાસ્પં-:ની નઇઅતે, તથા અંષો ફ્રરોહરોની નઇઅતે આફ્રરંગા-ન, બાજ ઇજાવવાં. સતુમ પઢાવવાં. એ દને અરદીબે હેશત યશત વધારે પઢવી. બનેતેમ બીજી બંદગી વધારે કરવી, તથા રપીથવંનના વખત ઉપર રપીથવંનની ઇ-

જશને, આફ્રરંગાંન, બાજ ઇજાવવાં. કાંએકે, ફ્રરજમાં આવેલા દરેક જરથોશતીઓને ફ્રરજ છે.

શોહેરેવર રોજને દને શોહેરવર અમશાસ્પંદની નઇઅતે તથા અષો ફ્રરોહરોની નઇઅતે બાજ આફ્રરંગાન કરાવવાં તથા સ્તુમ પઢાવવાં. બની આવે તેમ બંદગી કરવી.

સફંદારમદ રોજને દહાડે સફંદારમદ અમશાસ્પંદની નઇઅતે તથા અષો ફ્રરોહરોની નઇઅતે આફ્રરંગાંન, બાજ, ફ્રરોબશી, સતુમ પઢાવવાં. જો મોએસર હોયતો અષો ફ્રરોહરોની નઇઅતે ઇજશને બસુસંન કરાવવી, કારણકે એ દને બાંમદાદથી આપણાં ઘર મધે અષો ફ્રરોહરો આવેછે તે ખોરદાદશાલની બાંમદાદ સુધી રેહેછે. બની આવતી બંદગી કરવી. તથા હોશોહેન ગાહાના વખતમાં બાજ, આફ્રરંગાંન અષો ફ્રરોહરોની નઇઅતે ઇંજાવવાં. જો શકિત હોયતો હોશોહેન ગાહામાં શીઆવ ઇંજાવવો.

ખોરદાદ રોજને દહાડે હાવન ગેહમાં ખોરદાદશાલનું તથા અષો ફ્રરોહરોનું આફ્રરંગાંન બાજ કરાવવું, તથા જો શકિત હોયતો ખોરદાદસાલની બશનુંમને ઇજશને કરાવવી, સતુમ પઢાવવાં. અને એ દહાડે બને તેમ વધારે બંદગી કરવી તેમાં ખોરદાદ યશત વધારે પઢવી. સાપુર ભરૂચીની રેવાયતમાં હોશોહેન ઘેહેમાં આફ્રરંગાંન બાજ કરાવવાની તાકીદ કરેછે.

જરથોશતી ભાઇઓ! ફ્રરવરદેગાંનની બાબાતનું તથા તેને લગતાં બીજાં જશનો બાબતનું, તમોએ અ-

વસ્તા મધેનું તથા બીજી દીનની કેતાબો મધેનું બેઆન સાંભલ્યું. એ ઉપરથી તમારી ખાતેરી થાઇ હશે કે, ફરવરદેગાંનના બુજોરગી ભરેલા દહાડા ઉપર, એક આ-રાસ્તે અને લાયક મકાંણ બનાંવી, તે મકાંણમાં અષો ફરોહરોની આરાધણાં કરવી તથા બંદગીઓ કરવી જોયે છે. બીજી તમારી એ ખાતેરી થાઇ હશે કે, આરાસ્તે કીધેલાં મકાંણમાં પાણી, ફુળ, પાંણ, અને મેવો મુકીને જ બંદગીઓ તથા આરાધણાંઓ કરવી, પછી તે ગમે તે રીતે મુકવું. તરીજું એ બુજોરગી ભરેલા દહાડાની આસપાસનાં દહાડાનું બેઆંણ સાંભલવાથી પણ તમારી ખાતેરી થાઇ હશે કે, એ દહાડાઓ બુજોરગ અને જશ-નનાંછે માંટે આપણાં બુજોરગ નેઆંગાંણોએ ફરવરદે-ગાંન તરીકેજ અમલમાં ગણ્યાછે. અને એ તેહેવાર સતર દહાડાનો કીધોછે.

હવે, હું તમો ભાઇઓ નજદીક ખોલાશો કરૂંચકે, ઉપર જે અરશોશવંગ રોજથી તે છેક ખોરદાદ રોજ સુધી જે કીરીઆઓ કરવા જણાવેલુંછે, તે તમો ભાઇઓની શકતિ અને ગુંજાસ મુવાફેક બને તેમ કરવી. જેમ બ-ને તેમ પોતાનાં તનનાં કઉવતથી બની આવતી ચીજ ક-રવાને તો ચુકવુંજ ન જોઇએ. મગર પૈસા બાબદમાં શકતિ ઉપરાંત વધારે ખરચ કરવો એ પણ મોટો ગુનાહ છે. જો તમારી શકતિ રૂપીઆને ઠેકાંણે અરધો ખરચ-વાની હોય તો, અરધોજ ખરચજો. પણ કકલાત કરી-ને રૂપીઓ નાં ખરચતા. ભાઇઓ! કકલાત તથા ક-જીઓ ટંટો કરી સવાબ કરવો એ ગુનાહછે માંટે તમારી

શાકતિ ઉપર આધારછે. જો શાકતિ હોયતો ઉપર લખેલી સઘલી કરીઆ કરજો અથવા કરાવજો. જો સઘલી કીરીઆ કરાવવાની તાકાત ન હોયતો ફકત આફરંગાંન, બાજ, સ્તુમ પઢાવીને તમારાં નયાગાંન ફરોહરોની પાસે માંફ માગશો તો તેઓ ઘણાજ ખુશી થાઇને તમારી તકસીર માફ કરશે, પણ તમારી જાતી મેહેનત તથા તમારાં કુટુંબની જાતી મેહેનતથી બની આવે તે, તમો ચુકશો નાં.

બીજું દેખાદેખીથી જે મોહોટાઇનાં અને આપણી આદમ જાતની સ્વાર્થોનાં ખરચો કરી, ફરોહરોને માંથે બોજો મુકતા નાં, કે ફરોહરોની આરાધણાં માટે આટલો બધો ખરચ થયો. જો તમો તેમ કરશો તો તકશીરવાર થાશો. મીઠાઇ, ચાપત, કેરવાઇ, દુધપાક, અને સાંધણાં લોકોને ઘેર ઘેર સ્વાર્થને માટે મોકલવા કરો તેનો ખરચ થાય, તે બેજા જાણજો. કારણકે અષો ફરોહરો કાંઇ તમુને એમ નથી કેહેતાં, કે તમો એટલું બધું કરો. તે સાહેબો તો સોજા ચાર દરૂન, બની આવતી મીઅજદ સાથે અને આફરંગાંન, કે ફરોખશી, કે ઇજશાને એવી રીતની આરાધનાં તેબી શાકતિ પ્રમાંણે માંગેછે. તમારા ઘર મધે જે ન્યાંમતો તમો ખાતા હોવો તે, સફાઇ તથા ચોખાઇથી પકાવી તેઓની નૈઅતે સતુમ પઢાવીને બાજ ધરી નોશ કરો એજ તેવણ સાહેબો માંગેછે. માટે ભાઇઓ! ખરચ કરવો તમારા હાથમાં છે.

બીજું, આ પ્રસંગે મને જણાવવું જોયેછે કે, આપણ લોકોમાં એ તેહેવારોનાં દહાડા ઉપર, દેખાદેખીથી ખરાબ રસમો ચાલતી આવીછે, તે નિકલી જાવી

જોયેછે. તે ખરાબ રસમો વિશે, આગલ રેહે રાસ્ત અને રેંહેનુમાએ, એ બંધે સભાઓએ તથા બીજા કાબેલ ઘરહસ્થોએ મજબુત રીતે પોકારો કીધોછે તે સઘલા સાહેબોને રોશાંન છે તેથી હું આટલો એસારો કરી હવે ખતંમ કરૂંછું.

ભાઇઓ! માહારી જગો ઉપર બેસ્તીદાંન હું ખોદાતાલા પાસે અરજ ગુજારી જે દોઆ માગુછું તે, તે સાહેબ તમો ભાઇઓને આમીન કરે.

ઓ પાક પરવરદેગાર સાહેબ! તું હમો ખાકી જરથોશતી બંદાઓને, નેકી અને દીનદારીના રસ્તા ઉપર ચાલવાને સારી તોફીક બખશ! અને હમો તારા તાબેદાર બંદાઓથી જે જે તકશીરો થાઇ હોય તે, તારી ગેબી કરમ બક્ષેશની રાહથી, અને મેહેરબાંનીની રાહથી દરગુજર કરી, હમો બંદાઓની જે જે બલાઓ હોય તે, હવે તું દફે કર! આમીન! આમીન!



પાક યજદાં સાહેબની મદદ હોજો.

# "બંદગી."

નેકબખ્ત મજદયસ્નાન ભાઈઓ!

ગયા રોજ ૨૩ મે, ફરવરદેગાંન એટલે શું? ફરવરદેગાંનનાં દીવસો કેટલા? ફરોહર આ દુનીઆ મધે આવેછે કે નહી? અને તે આવીને આપણ બંદાઓથી ખાહેશ રાખેછે કે નહી? અને તે ખાહેશ રાખેછે તે શું રાખેછે? તે વીશે, અને એ પવીત્ર દાહાડા ઉપર આપણને ધરમનાં ફરમાનથી અને ધરમ પુસ્તકોથી શું શું કીરીઆ કરવી જોઈએ એ વીશે, અને એ ફરવરદેગાનને લગતા બીજા દાહાડા કેવા બુજરગ છે, અને એ દાહાડા ઉપર આપણ જરથોશતીઓ આરાધનાં તથા બંદગી કરવાને જરૂર બંધાએલા છઈએ કે નહીં તે વીશે, હમોએ સહમજાવીઉં હતું.

હવે આજ રોજે "બંદગી," "બંદગી" કરવાની જરૂર, "બંદગી" કરવાનું કારણ શું, "બંદગી" કરવાથી ફાએદો શું? અને "બંદગી" નાહી કરવાથી નુકસાંન શું? એ વીશે, હું સહમજાવવાને શુરૂ કરૂંછું.

"બંદગી" લોગત અવસ્તાનાં "બંદ" ઉપરથી નીકલેલોછે. "બંદ" એટલે "બાંધવું," "બંધાવવું," "ગાંઠવું," "ગંઠાવવું," "બંધવું થવું," "તાબેદાર બનવું" ઈતીઆદી એવા અરથ થાએછે. એ

"બંદ" ઉપરથી પેહેલવી તથા ફારશી વાલાઓએ "બંદગી" લોગત નકલ કરેલોછે. અને એ ઊપરથીજ બેડી, બંદીખાંણું, કએદી, અને બંદી એવા લોગતો ઇનિસાંનોનાં વપરાસમાંહે તથા રાજદરબારી કલા કારગાહમાં વહીવત કરવાને ઘણા સસ્તા થાઈ પડેલાછે. વલી ઇનસાંનો એકબીજા વચે અરસ પરસ બોલવાનાં માહાવેરામાં "બંદેહ કમતરીન" એટલે "કમીનો બંદો" એમ વપરાસમાં લાવેછે; એપણ ઊપલા અવસ્તાનાં "બંદ" શબ્દ ઊપરથીજ નીકલેલોછે. "બંદેહ" અથવા "બંદો" એટલે ગોલાંમ, લોંદો, તથા બાંદી, લોંદી અથવા કોઇબી ગોલાંમ અને તાબેદાર માણસને ઉપલો "બંદેહ" લોગત લાગુ થએલોછે. અને એવી વીષેશ મતલબથી પરાંણી માત્રને તેમાં ઘણુ કરીને ઇનિસાંન જાતીને તેની દરેકની લેઆકત મુજબ બંધ બેસ્તો લોગત નાંમ તરીકે બોલવામાં આવેછે. એ "બંદહ" લોગત અવસ્તાના "બંદે" લોગતની છેડે, પેહેલવી, ફારશીની જોડનીનાં કાએદા પરમાણે "હ" લાગી થાએલોછે. એનો અરથ બંધાએલું, તાબેદાર થાએલું એમ ચોકસ થઇ તેહેને છેડે ભાવવાચકની "ઇ" લાગવાથી એરયન કાએદા પરમાંણે ઉપલા લોગતને એકારાંત બોલવામાં "બંદહે", "બંદહી" એવું રૂપ થાઇને પેહેલવી તથા ફારશી ભાષાનાં સરેશતા પરમાંણે "હ" નો "ગ" થાઇ "બંદગી" લોગત થયોછે. એ "બંદગી"નો અરથ "ગોલાંમગીરી" તથા "તાબેદારી"નો થાએછે.

હવે, પાક ખોદાતાલાની ખરી યાદ, આરાધનાં અને બંદગી કરવાને ઇનિસાંન માત્રમાં જરૂર ફરજ થા

એલીછે, અને તેવી રીતની ઈશિવર પરારથનાં પરાપ્ત કરવાથી લક્ષમી આકારવાલો સવાબ, ઘણીજ લાંબી મુદત સુધી, ઇનસાંન પોતાને વાસ્તે બંધે જેહાંનમાં હાશેલ કરી શકેછે. એ ખરી બંદગી, આરાધનાં બજાવવાને પવીત્ર અવસ્તા મધે જાબજા "અષિ" શબદ વપરાસમાં આવેલોછે, જેનો પેહેલવી તરજુમો "તરસગાહી" અને ફારસી તરજુમો "બંદગી" કરીને કરવામાં આવેલોછે. શુગડાઈ તથા પવીત્રાઈથી બજાવેલી ખરી બંદગી માટે અવસ્તા મધે ઊપર જણાવેલો "અષિ" સબદ વપડાએલોછે. અને તેહેનો અરથ ફકત "લક્ષમી સવાબ" અથવા "લક્ષમી અવેજ" શેવાએ બીજો કશો નીકલી શકતો નથી.

આ ટુક વીશતાર ઉપરથી તમો ભાઈઓએ જોયું કે, ઉપલા ફકત એક "અષી" શબદની મતલબ ઉપરથી ઇનશાંન પોતાની આ શંશારની શુધડાઇ સાથે ઈશવર આરાધનાં કરવાને કેટલું બંધાએલુંછે.

જરથોશતી ભાઈઓ ! તમો શારી રીતે શમજોછો કે, આપણે શઘલા ખોદાતાલાનાં કમોના બંદા યાને ગોલાંમ છઇએ, આપણે તેનાં પેદા કરેલા છઈએ, આપણે રાત અને દહાડો તેની પેદા કરેલી સઘલી ચીજોને કામમાં લીએ છીએ, તેનાં હેસાંનો યાને ઉપકારો વખતે વખત અને પલે પલ આંપણાં શરીર ઊપર ઉઠાવીએ છીએ. એવા નેક અને માએઆલુ પીતાની "બંદગી" અને "એબાદત," આપણ બંદાઓને, વખતે વખત, તેનાં હેકમ મુજબ, શર ખાકમાં નાખી, હોકમ બજા લાવવાની અએન ફરજ છે. આપણ બંદાઓને બંદગીનોજ

પેશો કરવો જોઇએછે, કારણકે બંદાને બંદગી વનાએ બીજો કશો એલાજ નથી ; બંદગી અને એબાદત વનાએ બીજું કશું કામ આપણી સાથે આવનાર નથી. બંદગી કરવાથી આપણાં દેલનાં અંદરની કારટ ધોવાઈ, સાફ થાઈ તે જગોએ બેશક ઇમાંન રોશની પકડે છે. યાને ખરી પવીત્ર બંદગી કરવાથી ગુનાહની કારટ ફના થઇને સવાબી એકીનની રોશની વધી આવેછે. દાખલા લેવો, જેમકે એક મેલું અથવા ચરકીન ભરેલું કપડું, સારી રીતે મેહેનત લઇને ધોએઆથી શોહોંજું અને શાફ થઇ શકેદી પકડેછે તેમ. અને જેમકે આપણાં બદન ઉપર મેલ થયા હોય ને આપણે તેને શારી રીતે ઘશડીને ધોઇએ છીએ તેઆરે, તે આપણું બદન શફાઈદાર અને હલકું થાએછે તેમ. બંદગીજ દેલનાં અંધારાંને રોશની આપેછે. બંદગી કીધાથીજ આપણું ઇમાન આપણા હાથમાં રેહેછે. બંદગી અને એબાદત કરવાથીજ આપણે આએ દુનીઆં મધે જેહેવીબી સંપજવાલી, પણ સારી હાલત ભોગવી જીંદગી ગુજારીએ છીએ. બંદગી અને એબાદત કરવાથીજ આપણે પેલી દુનીઆં મધે ગુજરવા પછે બેહેશત હાંસેલ કરીએ છીએ. બંદગી અને એબાદત કરવાથીજ અંતે ખોદાતાલાની નજદીક શુરૂખરોહી અને આબરૂથી રેહેવું થાએછે. જે લોકો રાત અને દહાડો બંદગીનો પેશો લઈ બેસેછે, તેઓને કદીબી ખોદાતાલાની નજદીકમાં શરમંદગી હાંસેલ થાતી નથી. આપણી જીંદગીજ બંદગીને શારૂ છે, એટલું છતાં જો તે પરમાણે આપણે ન બજાવીએ તો મોહટી

શરમંદગી અને ભારે લજેઆ છે, માટે બંદગી અને એ બાદત કીધાથી આએ દુનીઆં મધે આપણે સારી હાલત ભોગવીએ છીએ. જોકે, બંદગી કરનાર આએ દુનીઆ મધે કાંઈ શઘલા જરદાર થતા નથી, જરદાર થવું ભાએગ શાથે તાલુકો રાખેછે, પણ પાક યજદાં તે લોકોની જે કાંઈ મુશકેલો અથવા હાજેતો હોએછે તે પાર પાડી, તેની લાજ રાખીઆ વગર રેહેતોજ નથી, તે બેશક જાણવું. ઇનશાંન માત્રની જીંદગીનું બંધાંન, જરૂર કરીને ઇશીવર બંદગીનાં બોહોલાંન ઉપર આકાર બનેલું છે. શારીરની શાંનતી સેતાફશાની સેઆંણપતીમાં શવીકાર થાએલીછે; બખતનું રોશંન થવું યજદાંની બંદગીમાં પાએદાર રહેલું છે. નામવરીનો નકશ નમનતાઇ ઉપર નીશાચએ કરેલોછે. જો, ઇનિશાંને પોતાનાં ભાએગને, બાગના ફુલની મીશાલે ખીલવીને વશ કરવું હોએ તો, તેને શારૂં કુદરતે પોતાની બંદગી ઉપર ઈંગેજ કરી મેલીછે. ઇશાવર બંદગીથી નેક બખતી તથા ઇમાંન દરૂશતી મજબુત થાઇ શકેછે. બંદગી અભેઆશ કીધાથી ઇશાવરની અઠાગ મરજીનો દરવાજો, બેકીનારે જમાના શુધી પોતાને દઇવે ખોટલો કરી મેલેછે; જોકે, અંધાલાનો નાશ કરનાર આફતાબ દર ઉગતે જગતની અંધાલીને ટાલી પોતાની શવછ રોશાનીનો છટકાવ કરેછે તે, માત્ર ઇનિશાંનને ઇશીવર બંદગીમાં વેહેવારવાને વેહેણું આણે છે. તે ખરેખર ઇનિશાંન માત્રને બંદગીમાં ખેંચી, તેની જીંદગીવાલા જીવને જીવતદાંન બખશેછે, કેમકે, આફતાબ એબી એક નુરી બંદગી અને જીનત આરાએશ

બંદગી માત્ર અઠાગ રોશનીને એખતીઆર કરવાનો કેવલ શબબછે ; માટે, ઇનશાંનને ફરજ છે કે, તેણે પોતાની જીંદગીનો બેમુલો વખત પરવરદેગારની બંદગી માટે એબાદત ખાનામાં બેશી પરારથનાં કરી, પોતાને લક્ષમી રૂપવાલા શવાબી દોલતનાં ખંડનો શેહેનશાહ બનવાનાં સવરૂપમા પોતાને ખાહેશમંદ બનાવે. જો મણુષ્ય શુધ પવીત્રાઈ વાલી બંદગીનાં પાંણી તથા પરતાપે કરી પોતાનાં ઇમાનની શલાંમતી દેખડાવનારૂં કરણીનું નાણું જાહુક શફાઇથી તાજું રાખીશેં તો, બચીત તેણે કએઆંમતને વકતે કાંઇબી ચુકની ચુંગાલથી પોતાનાં આતમાંને છતકાવી આજાદ રાખેછે, કેમકે તે પાક એતેકાદથી ખરી બજાવેલી પવીત્ર બંદગી કએઆં મતને દાહાડે કોઈ દોલગાલું મકર ભરેલી બંદગી કરતાં વધારે રલીઆંમનો રીજાવ આપેછે. જુવો ભાઇઓ! પાક પરવરદેગારે બેહેશત જેવો બેમુલો ગીચ જઠો પવીત્રાઈ વાલી ખરી બંદગી બજાવનારાઓને માટે બખશેશ કરેલોછે. તે, પાક ધરમનાં પોશાક સાથે ખરી બંદગી બજાવવામાં દેલ ભીતરનાં એકીનનાં ચેરાગને પોતાની રીઆજતમાં રોશન રાખેઆથી તે બેહેશતનો ગીચ જઠો કુદરતી વારશા દાખલ પોતાને બખશેશ થાઈ રેહેછે. અને તેથી કેઆંમતનાં દીવશાની ધાશતી તદન ધોવાઈ જાએછે. જેનાં ધંન ભાએગ કે, તેહેવી ખરી નેકનામી જહડપથી શોધી લેવા માટેની ખરી પવીત્ર બંદગીનાં હાથ ઊંચા કરે. અને અભાયગયાં નશીબ તેનાં કે, પોતાની જીંદગીની અંત શુધી બંદગીથી બેદરકાર રહી, અંધાલાંને આધે રાખનારો

શરમંદગી જણાવનારા મકરના હાથ હલાવી, કાફૂરી ભરેલી શરટીફીકીટ પોતાને વાશતે ઇનાંમમાં મેલવેછે. માહારા હમદીન ભાઇઓ! આટલું તમો ચોકશ યાદ રાખજો કે, બેહેશતનો જહો શવાબકારોને શારૂં શરવદા શરવનાં ઝાહાડની મીશાલે આજાદછે. અને દોજખ પાપ કરમીઓને વાશતે પતજહડી મીશાલે જાહુક પાએમાલ છે. તમો જુવો ભાઇઓ કે, પાણખર રૂતુમાં શખત ઠંડીનાં શબબે ઝાહાડો તમાંમ પાતડાં વણાંના તદન ખાલી થાઇ જાયછે, તે શુખાએલી સાખો તથા ડાહાલીઓ આજેજીમાં હાતો (ડાહાલીઓ) ઊંચા કરેંઆથી તે શરૂષ્ટી શરજનહાર, રેહેમ ભરેલો પવીત્ર પીતા પોતાની મેહેરબાંની ભરેલી રેહેમથી પાછો તેમને બાહારની બસંતીનો લપટ આપનારો ગીચ ખુશાનુમા પોશાક બખશેશ કરેંછે. એજ દાખલાથી બેશક જાણવું કે, તે પરેમ કુરપાલુ પીતા પોતાનો બખશેશનો દરવાજો હરગેજ થાઇને બંધ કરતો નથી. માટે ભાઇઓ, હર વકત અને હર ઘડી ખોદાતાલાની બંદગી તથા એબાદત કરવી ઘણી ઉતમ છે, અને તે શાહેબનાં બરકતી ભરેલાં નામોને હમેશાં જબાંન ઉપર યાદ રાખવાં એ પણ ઘણુંજ ઉતમ છે; કારણ કે, તે પેદા કરનાર શાહેબ પોતાને યાદ કરનારનો હમેશો દસ્તગીર તથા પાસબાંન થાએછે, અને હરએક મુશકેલને વખત ગેબી તેની મુશકેલ ટાલેછે. જુવો ભાઇઓ, આએ નીચલા અવસ્તા મધે આપણો પેદા કરનાર હોરમજદ ખોદાએ, આપણાં અશો પેગંબર શાહેબ જરથોશતને શું કહીઉં છે,

## અવસ્તા.

યફ્જી શઇ માંમ જરથુશ્ત્ર પઇતિ અસ્ન પઇતિ ખ્ષફ્ન યસો બેરેતાબ્યો જનુઆબ્યો, જસાઇનિ તઇ અવંઘહઇચ રફ્નંઘહઇચ અજેમયો અહુરો મજદાનુ.

## અવસ્તાનો સાર.

ઓ જરથુશ્ત ! તું જે કાંઈ માહારેથી કઉવત યાને શકતી પાંમીઓ છે તેણે કરી, રાત અને દન (યાને વખતે વખત) માહરી આરાધનાં કર કે, હું જે હોરમજદ છું તે તાહારી મદદગારી અને ખુશી ખોરમીને વાસ્તે પોહોચું.

ઉપલા પવીત્ર અવસ્તાથી તમો ભાઇઓ વાકેફ થયા કે, પાક યજદાંએ આપણાં અશો પેગંમબરને હોકંમ કરીઓ છે કે, જે કાંઈ તુંએ માહારેથી કઉવત મેલવી છે તેથી તું રાત અને દાહાડો માહારી બંદગી અને સેતાએશ કર કે તેનાં બદલામાં હું તાહારી મુશકેલને વખત મદદે પોહોચું અને તુને હમેશ શાંમશાની ભરેલો અને ખુશહાલી ભરેલો રાખું. હવે, ભાઇઓ તમો એ ઉપલા પવીત્ર કલાંમને માન આપી રાત અને દાહાડો ખોદાતાલાની બંદગી અને રેઆજત કરો કે, તે રેહેમનો પીતા તમારીબી મુશકેલને વખત મદદે પોહોંચીને તમારી મુશકેલો ટાલે, અને તે સાથે તમુને હમેશાં દેલગીરી અને ધાસ્તીથી છોડવી, ખુશી અને સુખમાં રાખે.

વલી, ભાઇઓ તમો જુઓ કે, અશો હોરમજદે શું ફરમાવીઊં છે.

**અવસ્તા.**

યફ્જી વષિ જરથુશ્ત્ર અઉઆઉ દષ્‍એષાઉ ત-ઉરવયો દએવનાંમ મષ્યાનાંમ્ચ યાથ્વાંમ પઇરિ-કનાંમ્ચ સાથ્રાંમ કઉયાંમ કરફનાંમ્ચ મઇરિઅનાં-મ્ચ બિજંગ્રનાંમ અષેમઉધ્નાંમ્ચ બિજંગ્રનાંમ વેહરકનાંમ્ચ ચથ્વરે જંગ્રનાંમ હએનયાઉસ્ચ પે-રેથુઅઇનિકયાઉ પેરેથુ દરફ્ષયાઉ ફ્રેથ્વો દરફ્ષયાઉ ઉજગેરેપ્તો દરફ્ષયાઉ ખરુરેમ દરુફ્ષેમ ખરેંત-યાઉ અથ ઇમાઉ નામેનીશ દરેંજયો ફ્રમરવ વીસ્પાઇશ અયાંનચ ખ્ષફ્નસ્ચ. પાયુશ્ચ અહુમિ.

**અવસ્તાનો સાર.**

ઓ જરથુશત! જે રંજ અને બલા દેવોની, બુરાં આદમીઓની, જાદુગરો, (યાને કીનાં કપટ કરનારાઓની) પરીઓની, જોલંમગારોની, અદેખાઓની, જાંણીજોઈ બેહેરા થનારાઓની, તથા બેપગા વાતપારાઓની, અને બેપગા આશમોગોની, (યાને બુરી બાબત ઉલટાવનારા-ઓની) ચોપગાં વાઘ વરુની, અને બેશુમાર કીનાંભરેલાં લશકરની, અને હથીઆર તથા જુંનદા રાખનારાઓની, અને સખત હથીઆર રાખનારાઓની, અને ઉઠાવેલાં હથીઆર રાખનારાઓની, અને ખરાબ કરવાનાં હથીઆર લઈ જનારની, (એ ઉપર કહેલાંઓથી) દુઃખ અને બલા પોંહોંચેછે તેને ટાલવાની જો તુંને ખાહેશ હોએ તો, એથી ઉપરાંત આએ માહારાં નાંમોને તમાંમ રાત અને દાહાડો (યાને વકતે વકત) સમરણ કરતો અને પુશાકલ પઢતો રેહ કારણકે, હું પાસબાંન છું.

હમદીન ઘરસથો! ઉપલા પવીત્ર અવસ્તાનાં ક-લાંમથીતમારી ખાતેરી થઈ હશે કે, ખોદાતાલાની બંદગી અને રેઆજત કીધાથી, અને તેનાં મુબારક નામોને ચા-લતાં હાલતાં યાદ કરવાથી ઉપર જણાવેલી સઘલી બલાઓ દફે થાએછે. માટે હવે તમોને લાએક છે કે, પેદા કરનાર અને પાલણ કરતા પાક યજદાંની બંદગી જેમ બને તેમ કરવી જોઇએછે. અને તે સાહેબનાં અજમતી નામોને હમેશાં, કાંમ ધંધામાં અથવા કોઇબી જગોએ, દેલમાં માંન સાથે યાદ કરવાં જોઇએછે, કારણકે, તે સાહેબને યાદ કરવાથી અંચીતી ભએ ભરેલી મુશકેલો હોએછે તે આસાંનીથી દફે થાએછે. એમ ઉપલા અવસ્તાનાં દા-ખલા ઉપરથી અત્રે ખાતરી થઇછે.

આપણ ખાકી બંદાઓને બંદગી, રેઆજત કરવી જોઇએ એવીતો તમારી, ઉપલા અવસ્તાનાં દાખલાઓથી પકી ખાતરી થઈ. હવે, બંદગી કરવાનું કારણ? અને તે કેહેવી રીતે અદા કરવી? અને તેમ કીધાથી તેનો લાભ શો? તેવીશે જણાવવાને હું શુરૂ કરૂંછું.

સાંભલો ભાઇઓ! ખાકી બંદાઓને બંદગી કર-વાનુ કારણ એ છે કે, ખોદાતાલાએ દુનીઆંઓ મધે દરેક ચીજ જે પેદા કરીછે તે, સઘલી આદમ જાતને વાપરવા ને અને સુખ ભોગવવાને ખાતર પેદા કરીછે. અને તે સાથે દરેએક ફરેશતાનેબી, આપણ જેહેવા ખાકીઓનાં સુખને ખાતર રાત દહાડો સરગરદાંન કરેલાછે, જુવો આફતાબ, માહાતાબ, સેતારા, વાદલ, હવા, ધરથી, આ-તશ, અને પાંણી અને એ વગેરે દરેએક પોત પોતાનો

ઓચ્ચો નેમેલે વકતે બજાવેઆ જાએછે, તેમાં કાંઇબી ક-
સુર કે ખાપંણ આપણે જોઇ સકતા નથી. એ સઘલું
કોણને ખાતર? આપણ ખાકી બંદાઓને ખાતર. તેઆરે
આપણને તેનાં બદલામાં તે સાહેબનો, તથા તેનાં પેદા
કરેલા પેઆરા ફરેશતાઓનો, તે સાહેબનાં હોકમ મુજ-
બ, ઉપકાર માંણવો જોઇએ કે નહી? અલબતાં આપ-
ણને માંણવો જોઇએ. એટલું છતાં આપણ ખાકીઓ
તે પાલણ કરતા સાહેબનો ઉપકાર તાબેદારી સાથે, બંદ-
ગીનાં આકરમાં ન માંણીએ તો, આપણે કેહેવા ન ગુના
અને તકશીરવાર કેહેવાઇએ? માટે, ભાઇઓ! એવા શ-
બબો ઉપરથી આપણ ખાકીઓને બંદગી કરવી જરૂર ફ-
રજ છે. બંદગી એજ આપણી આએ દુનીઆંની અને
પેલી દુનીઆંની મોહોટી દોલત છે. બંદગીનો બદલો યાને
સવાબ, એ વગર બીજું કસુંએ આપણને કામ આવના
ર નથી. બંદગીજ દુનીઆંની સરવે ચીજો કરતાં ઘણીજ
ઉતમ ચીજછે, જે સદા આપણી સાથે રેહેનારછે, જે
સદા આપણો ભોમીઓ છે, તેજ આપણને બંધે દુ-
નીઆંમાં ઇજત અપાવનાર છે, ટુકામાં આપણી જીંદ-
ગીજ બંદગીને ખાતર છે. જુવો, બેરાદરો! આપણાં
ધરમ પુસતકો મધે બંદગી કરવાનું કારણ શું બ-
તલાવેછે.

અવસ્તા.

વીસ્પનાંમ મઝીશતેમ સ્તવસ અષા યે હુડાઙ
યોઇ હેંતિ.

## અવસ્તાનો સાર.

જે નેક દાનાં હેરમજદ ખોદા છે, તેહેની પવીત્રાઇ સાથની સેતાફશ યાને બંદગી કરવી સરવે ચીજો કરતાં-ને મોહોટીછે.

જુવો ભાઇઓ! ઉપલા અવસ્તા મધે બંદગી કરવી તે પવીત્રાઇ, સફાઇ સાથે કરવી એવી રીતે જણાવેલું છે માટે તમોએ તે ઉપર તમારૂં મોબારક ધેઆંન આપવું.

## અવસ્તા.

વંઘહેઉશ અષા હુ જાંથ્વાદ આ મનંઘહો.

## અવસ્તાનો સાર.

સારા વીચાર સાથની બંદગીથી, તે બંદગી કરનારને નેક જીંદગી છે.

જુવો ભાઇઓ ! બંદગી કરવી તે સારા વીચાર સાથે કરવી અને બંદગી કરતી વખતે દેલમાં કાંઇ બુરા વીચાર ન લાવવા જોઇએ. એવી રીતની બંદગી કીધાથી સારી હાલતે અને તનદરોશતી શાથે જીંદગી ગુજારવી છે જો તેમ ન કરે તો તેથી ઊલટી રીતે જીંદગી ગુજારવી થાએછે. એ સબબથી ખુબ ધેઆંન આપવું જોઇએછે.

## અવસ્તા.

અહીઆ યાસા નેમંઘહા ઉરતા ન જસ્તો રફેડ-રહીઆ.

## અવસ્તાનો સાર.

તે હોરમજદ ખોદાની બંદગીની ખાહેશ કરૂં, રાં-મશાની અથવા શુખને વાસ્તે, આજેજીનાં ઉઠાવેલા હાથે કરી, યાને તાબેદારી કરવા શાથે કરૂં.

## અવસ્તા.

અદવફ ખષમઇબ્યા અસુના વફદા ખરેથ્યા વંત્યા સરવાાુ.

## અવસ્તાનો સાર.

આજેજી અને નમનતાઇ સાથની તમારી બંદગી કરનારાઓ તમારેથી શેતાબ ખોરાક અને વસ્ત્ર પાંમેછે.

જુવો ભાઇઓ બંદગી કરવી તે, પાક યજદાંની બુજોરગી અને મરતબા પરમાંણે આજેજી અને નમનતાઇથી તથા નબલી હાલત અને નાચારી હાલત દેખડાવવાથી અને શર ખાકમાં નાખવાથી કરવી જોઇએછે. એવી રીતની બ દગી કીધેલીજ ખરી બંદગી પાક યજદાંની જનાબમો કબુલ થાએછે. તેથી તમો ભાઇ શાહેબોએ ખુબ ધેઆંનમાં રાખવું.

દીનકેરદ કેતાબ મધે લખેછે કે,

## પેહેલવી.

યજશાને વ નીઆએશાને મેન વરમન ખોદાએ કનફ્રેગર મવન મસ કનત મેન કના સતા દેહેશનાંન અનશુતા પવન ગોબાગી ગીરોગી દાબુનત વ શતંન અઇબારી અંગામ રાઇનીદારીએ દામાંન.

## ઉપલી પેહેલવીનો સાર.

તે જે શવાબનો ખાવંદ ખોદાતાલા છે, તેની એબાદત અને બંદગી કરવી, કાંએકે, દુનીઆંની દરેક પેદાફશ યાને ચીજો કરતાંને આદમીઓને મોહોટાઇ આ-

પી, અને બોલતી જબાંન આપી, દુનીઆંનો હંગાંમ અને કારોબાર ચલાવવાને વાસ્તે.

ઉપલા માઆકુલ દાખલા ઉપરથી માલુંમ પડેછે કે, જીંદગીનો શબદ માત્ર બંદગી છે તે જીંદગી છતાં જો બંદગી ન બને તો ભારે લીઆંનતી ભરેલી શરમંદગી છે. જુવો, યારો આ દુનીઆઈ દેહેમાં રવાંન તથા જીવનો ઉતારો ફ્કત ઈશ્વર બંદગી અને નમશકાર માટેજ મચેલો છે, તે પાર ઉતારવાને ઈનિશાંન જાતે તદબીર લીધીતો, યાદ રાખજો કે તેણે પોતાનો ચેહેરો લેઆંનતી ભરેલી શરમંદગીનાં આઈનાંમધેથી ખેંચી લઈ, શવાબનાં શમુદાએમાં જડી મુકેલો છે. પાક ખોદા તાલાની બંદગી કરવી, એ દુનીઆંની શરવે ચીજો કરતાંને મોહોટી ચીજ છે, ઈઆને દુનીઆં મધે જે જે ખજાંનાંઓ અને દોલતો છે તે કરતાંનેબી મોહોટી દોલત તે બંદગી છે. બંદગીથી નેકી શાથે જીવવું છે. અને ખોદાતાલાએ આપણી જે જીંદગી કીધીછે તે બંદગી થકીજ છે. યાને બંદગી કીધાથીજ દુનીઆંમધે શારી હાલત ભોગવી શકાએછે અને શારી તરાંથી વગર દુખે આપણે જીંદગી ભોગવીએછીએ. જો, બંદગી ન થાએતો આપણથી શારી હાલત ન ભોગવાએ. બંદગીથીજ આપણને દુનીઆં મધે શુખ અને ખુશી ખુશાહાલી હાંસેલ થાએછે. જો આપણે બંદગી ન કરીએતો દુખ અને ગમગીની પેદા થાએ. બંદગીથીજ ખોરાક અને વસ્ત્ર પણ મેલવી શકાએછે. જો બંદગી ન કરીએતો તે પણ ન મેલવાએ. જીંદગી યાને જીવવું બંદગીનેજ શારૂંછે, અગર જો

બંદગી વગર જીંદગી ગુજારે તો બંધે દુનીઆંમો શરમં-
દગી અને લીઆંનત ભોગવવી પડેછે; જેમ આપણાં
આ શરીરમાં રૂહ તથા જીવ તાબે થએઆથી જીંદગીની
બબશેશ બનેલી છે; તેમ જીંદગી માત્ર ઇશવર ભકતી-
માંજ ખરચ થાએઆથી ઇનશાંનને બેહેશત બખતી હ-
મેશ તલક હાંશેલ થાઇ શકેછે. ટુકાંમ, બેહુ દુનીઆંની
જીંદગી માત્ર બંદગીનાં વજંન ઉપર કુદરતી ટોલ થાએ-
લીછે; માટે હું તમોને ભલાંમન કરૂંછું કે, દહાડાનો થો-
ડો વકતબી સારા વીચાર સાથે સુધ પવીત્રાઇથી બંદગી
કરજો કે, પાક ખોદાતાલા તમુને સારૂં સુખ આપશે અ-
ને હમેશાં તમો આબરૂ ઇજત ભરેલા રેહેશો એ ખચીત
તમો યાદ રાખજો.

હવે, ભાઇઓ ! બંદગી કેમ કરવી, કેવી રીતે ક-
રવી, શાની સનમુખ કરવી, અને શા સારૂં કરવી. એ વી-
શે હું ખોલાસાથી સહમજાઊંછું.

જોકે, હાલ જમાંનેનાં જરથોશતીઓ ખરાં દેલથી
બંદગી કરેછે; પણ તે કેહેવા વીચાર, મકાંન, અને અદ-
બ અદાથી કરવી જોઇએછે તે, મુટલક સહમજતા નથી.
બંદગી કરવી તે એકાંત એક ધેઆંનથી કરવી જોઇએ-
છે. ફરતાં હરતાં કે, બાસતી અથવા ઓટલા ઉપર બેશી
તમાશો જોતાં જોતાં નહી કરવી જોઇએ. વલી બંદગી ક-
રતાં વાતચીત નહી કરવી જોઇએ, તથા મજાખ મસ-
ખેરી, તથા રમુજ કરતાં અને હસતાંબી નહી કરવી જોઇ-
એ. જો બોલતાં બોલતાં, ફરતાં હરતાં, તમાશો જોતાં,
મજાખ મસખેરી કરતાં અને હસ્તાં રંમતાં બંદગી કરે-

તો, તે ઘણુજ અનઘટતું છે. એવી રીતની બંદગી કરનાર ખોદાતાલાને અપમાન કરવાનો અપરાધી થાએછે. બંદગી કરવી તે કોઇબી કેબલાની સનમુખ બેશી યા ઉભા રહીને કરવી જોઇએ. બંદગી કરતીદાંન મનમાં ઉપજતા સારા યા નરસા વીચારોને એક કોરેં મુકી પાક પરવરદેગાર તરફ ચીત બાંધી કેબલાની સનમુખજ જોવું. કોઇ બીજી તરફ બને તેમ ન જોવું. ટુકામાં બંદગી કરતી વકતે ખચીત નીચલી ચીજની હાજરી જોઇએછે.

૧લું. બંદગી કરવાની જગો અને બેસવાનું બીછાણું સોજું અને પવીત્ર જોઇએ, ખરાબ અને નજીસ ન જોઇએ, જો ખરાબ અને નજીસ જગો યા બીછાંણાં ઉપર બંદગી કરેતો તે બંદગી કીધેલી ના રવા છે.

૨જું. તનને પવીત્ર અને પાક કરવું અને બને તેમ પોસાગ સફાઇદાર પેહેરવો.

૩જું. જેહેવું તનને સાફ રાખવું તેહેવુંજ મંનનેબી સાફ રાખવું, અગર જો દેખઇતું તન સાફ કરેં અને મંન ખરાબ રાખે તો તે બંદગી પણ ના રવા છે.

૪થું. બંદગી કરતી વેલાએ જે કલાંમો પઢવામો આવે તે શુધ્ધ પઢવા જોઇએ છે. અગરજો પઢવાનાં પતો અશુધ્ધ અથવા તોછડાં પઢાએ તો તે બંદગી કીધેલી પણ ફોકત છે.

૫મું. બંદગી કરતાં જે કલાંમો નમવાને લાએકનાં હોએ તે કલાંમો પઢતાં નમવું, અને જે કલાંમો પઢતાં ધીક્કાર નાખવો હોએ તેઆં ધીક્કાર નાખવો જોઇ-

એછે; ધીક્કારની જગોએ નમવું, અને નમવાની જગોએ ધીક્કાર કરવો નહી.

૬ઠું. બંદગી કરવી તે ઉલ્લટથી અને શુંદર આવાજથી કરવી, સુસ્તી અથવા કાહેલીઅતથી નહી કરવી; અગર જો સુસ્તી અથવા કાહેલીઅતથી કરે તો તે બંદગી કીધેલી પણ ના રવા છે.

૭મું. બંદગી કરતીદાંન ઉતાવલ ન કરવી. આહેશતે આહેશતે પઢવું જોઇએ છે; કારણકે ઉતાવલ કરવાથી પત તોછડાં થાઇ જાએછે અને તે ઘભરાતમાં ભુલ થાઇ જાએછે.

૮મું. બંદગી કરવાની આગમજ, કુસ્તી કરવામાં આવેછે તે, સંભાલથી અને પવીત્રાઇથી કરવી; કારણકે કુસ્તી કરવી છે તેજ બંદગીનો મુલ પાએઓ છે. જો કુસ્તી કરવામો ખાંમી હોએ ને હમોએ ઉપર જણાવેલી તરતીબ શાબેત હોએ; તોપણ તે બંદગી કબુલ ન થાએ.

૯મું. બંદગી કરવી તે કોઇબી કેબલાની શનમુખ બેશી યા ઊભા રહીને કરવી કારણ કે તેમ કરવાથી ધેઆંન બેધેઆંન નથી થાતું.

ઉપર જણાવેલી નવ તરતીબ પરમાંણે બંદગી કીધેલી તેજ ખરી બંદગી છે, અને એવી રીતની બંદગી કરનારનેજ બંધે જેહાંનમાં શુરખરોહી અને માન છે. અગરજો, ઉપલી તરતીબથી ઉલટી રીતની બંદગી કરે તો તે ખરેખર એક મોહોટી ઠગાઇ છે. લોકોની શરમ ખા-

તર અથવા લોકોને પરહેજગારી દાવો દેખાડવા ખાતર બંદગી કરવી તે, ગોઆ પોતાનાં પેદા કરનાર પાક પરવરદેગાર શાહેબ સાથે, દુશમની કરવા બરાબર છે. માટે માહારા હમ દીન ભાઈઓએ બંદગી કરતી વકતે ઘણીજ શાહાવચેતી રાખવી જોઈએ છે.

આ જોગવાઈ લઈ મહને જણાવવું જોઈએછે કે' હાલે કેટલાક સાહેબો દર રોજ બાવીશે યશતો પઢેછે, પણ તેઓ ઉપલી તરતીબ પરમાણે નથી પઢતા તેથી તે મેહેનત કીધેલી ફોકત જાએછે. માટે તે શાહેબોએ જાણવું જોઈએછે કે, ઊપલી તરતીબ પરમાંણે અને એક ધ્યેઆંનથી પાક પરવરદેગાર સાહેબ શાથે દેલ બાંધીને જો તે પઢવામાં આવે તો, તે જેવું ઉતમ બીજું કાંઇ નથી; પણ હમોએ ઘણી વખતે ઘણાં સાહેબોને જોએઆછે કે, તેઓ વાત ચીત કરતાં, થઠા મસખેરી કરતાં, ચાલતાં હાલતાં, અરધું મોઢે બોલતાં અને અરધુ બાજમાં બોલતાં, અને કોઇતો સતંતર મોઢેજ બોલતાં બેસ્વેઆંને પઢેછે. એ ઘણુંજ નામુનાસેબ છે. જુવો કે બાવીશે યશતો પઢવી એ કાંઈ રોજની થોડી મેહેનત ન ગણાએ; પણ તે મેહેનત કરેલી કાંમ શું આવી. તે કરતાંને હમોએ ઉપર જણાવેઆ મુજબ એક ધેઆંનથી ફકત રોજની પોતાની પાંચે વકતની ફરજીઆત ઉતારે તો તે બસ છે. જો ફરજીઆત ઉતાડતાં ન આવડતું હોએ ને તે સારી રીતે ધેઆંનથી અહોનવરનાં અને અષેમનાં કલાંમો પઢે તો, હું ધારૂંછું કે, પેલી બાવીશે યશતો કરતાં સવાબનો શારો દરજજો ધરાવેછે. જુવો ભાઈઓ, એ-

વી બેજા બંદગી કરવાથી શું થાએછે તે, નીચલા પવીત્ર કલાંમોથી તમુને જણાશે.

અવસ્તા.

કુથ્ર બવાદ હિતો હિજવાઉ યઙ્જિ અનરથઙ યઙ્જાઇતિ.

અવસ્તાનો સાર.

જો કોઈ અનઅરથ આરાધનાં કરે તો તેની જોબાંન કાટવી થાઉ.

ભાઈઓ! બંદગી કરવા વીશે અવસ્તા મધે તથા બીજી દીનની કેતાબો મધે શું જણાવેલું છે તે હું વાંચી સંભલાઉંછું.

અવસ્તા.

સપિતમ જરથુશત્ર સ્તેમ પઇતિ અન્યઙ્શાંમ રથ્વાંમ ગાથનાંમ અનપ્યુખ્ડનાંમ અનપીસુતનાંમ શ્રાવયમ્નનાંમ.

અવસ્તાનો સાર.

ઓ સ્પેતમાંન જરથુશત જે લોકો બીજા સખુને બોલીઆ વનાં વગર સોસ્તીથી ગાથા વાણી પઢે યાને બંદગી કરે તો તેઓને સો ઘણી સાહેબી અને સેરદારી છે.

ઉપલા પવીત્ર અવસ્તા મધે સાફ બોલ્લું જણાવે છે કે, બીજા સખુનો બોલેઆ વગર યાને જે પઢવું તેજ બોલવું પઢતાં વાત ચીત નહી કરવી. અને તે પઢવું તે સોસ્તી અને આલસાઈથી નહી પઢવું. એવી રીતની બંદગી જે કોઈ કરે તેને સો ઘણો સવાબ હાંસેલ થાએછે, અને જો તેમ ન કરે તો તેમજ ગુનાહ પણ લાગુ પડે છે.

### અવસ્તા.

થવો ઇશતોઇશિ તરસ્ચા માંથ્રનસ્ચા અહુરહ્ મજદાઉ ઉપેમદહફ્ચા ઉસમહફ્ચા વીસામદફ્ચા હીઅદ મ્યજદેમ.

### અવસ્તાનો સાર.

ઓ હોરમજદ! તાહારી સેતાફશ, બંદગી અવસ્તાથી કરૂં કાંએકે (તેમ કરવાથી) મોત પોહોચતી વકત બદલો કબુલ કરીએચ.

### અવસ્તા.

હીઅદ અષાઈ વહેશતાઇ અષેમ પર ચિનસતિ વીસ્પેમ માંથ્રેમ, વીસ્પાઇ માંથ્રાઇ યથ અષાઈ ક્ષથ્રેમ ચિનસતિ.

### અવસ્તાનો સાર.

જે કોઇકે, બરતર પાકી પરેહેજગારીને વાસ્તે તમામ માંથરવાંણીને જેમ, તમાંમ માંથ્રા અરથે બંદગી માટે ચાપવી ઘટે તેમ ચાપે તો તે સબસ સાહેબી (બેહેશત)ને હાંસેલ કરે.

જુવો ભાઈઓ, ઉપલા પવીત્ર અવશતાનાં કલાંમ મધે કેહેવું નેક કહીઊંછે કે, બંદગી કરવી તે પરેહેજગારી યાને શઘલી સંભાલથી, વાકેફી મેલવીને કરવી જોઈએ. એવી રીતની બંદગી કરવી તેજ સવાબ જાણવો.

### અવસ્તા.

**યથચ જબયંતિ અષઉનઙ અષેમ ચિનસતિ, યથચ ક્ષમાઉઓય અષેમ ચિનસતિ યદ સઉબ્યંતિબ્યો.**

### અવસ્તાનો સાર.

જેમ ઘણી બંદગી કરેછે તેમ નીરમલ સવાબ (ની દોલત) ને હાંસેલ કરેછે, અને જેમ તમારા મધે સવાબ અથવા રાસ્તીને હાંસેલ કરેછે તેમ ફાએદેમંદો કરતાં ફાએદેમંદ થાએછે.

ઉપલા અવસ્તાથી ખોલ્લું જણાએછે કે, બંદગીનાં નુરથી સવાબ જેહેવી ઉતમ અને રાસ્તી જેહેવી ફતેહેમંદ દોલતો આપણને હાંશેલ થાએછે. અને જે કોઈકે એ બંધે ચીજને હાંસેલ કરેછે, તે શઘલા શુખનાં ફાએદાઓ હાંસેલ કરેછે.

### અવસ્તા.

તેમ ઈથ્રિ હંજસાઉંતફ યદ માંથ્રેમ સ્પેંતેમ બએષજયો.

### અવસ્તાનો સાર.

તે બંદગી કરનારને એકદંમ તંનદરોસતી પોહોચેછે, માટે માથ્રાનો યાને બંદગીનો વધારો તંનદરોસ્તી આપનાર છે.

ઉપલા અવસ્તાથી માલુંમ પડેચ કે, બંદગી એ, બીજી સઘલી દવા કરતાં એવી દવા છે કે, તે કરવાથી એકદમ તમાંમ દુઃખો દફેથાઈ તંનદરોસ્તી હાંસેલ થાએછે. કોણ શખસનેહાવી નેક દોલત હાંસેલ કરવા નગમે?

### અવસ્તા.

યંઘહફ નેમંઘહો ચિથ્રેમ હુમતેમ્ચા હુખ્તેમ્ચા હુઅરેશ્તેમ્ચા.

### અવસ્તાનો સાર.

બંદગીનું મુલ બીજ તે નેક મનશની, નેક ગવશની, અને નેક કુનસની છે.

વાહા, આએ કેવો નેક કલાંમ કહેઓ છે કે, બંદગી કરવાથી આએ ત્રણ અગત્યની ચીજની જરૂર હાજરી થાએછે. એકતો સારૂં વમાસવું યાને લોકોનું સારૂ ઇછિવાની તેવ પડેછે. બીજુંતો સારૂં બોલવું અને સાચું બોલવું યાને ખરાબ અને દુરગંધ સખુન નહી બોલવાની તથા હમેશાં સાચું બોલવાની ટેવ પડેછે. તરીજુંતો સારૂં કાંમ કરવું યાને જે કાંમ કરે તે સંભાલીને સારાંજ કરવાની, અને નરસ કાંમ નહી કરવાની ટેવ પડેછે. એવી એ બંદગીનાં નુરની ખુબી છે.

### અવસ્તા.

રાયશ્યોઇશિ વંધહેઉશ ગએમ મનંધહો.

### અવસ્તાનો સાર.

ભલમંનસાઈ કરતાં બંદગીનુ નુર જીંદગી બખશે છે.

ઉપલા પવીત્ર કલાંમથી જણાંએછે કે, બંદગી ગોએઆ બેહેશતની જીંદગી છે. તે જીંદગી આપણને કેઆરે હાંસેલ થાએ કે, જેઆરે બંદગી સારા વીચારથી થાએ તેઆરેજ.

### પંદ નામએ જરતોશત મધેનાં પેહેલવી ફકરાનો સાર.

સવાલ—હેરેમન તથા દેવો સાથે લડવું શું છે?

જવાબ—નેક મનશની સાથે એકાંત બંદગી કરવી.

બંદગી કરતાં કાંઇ અંદેશો ન કરવો જોઇએ, એ-

વી રીતની બંદગી કરવી તે હેરેમન ઉપર હથીઆ
ર છે.

ઉપલા પેહેલવી ફકરાના તરજુમાથી ઘણો સારો ખુલાસો થાએછે કે, બંદગી કરવી તે નેક મનશાની સાથે યાને મનમાં ખોદાતાલાની હસ્તીનો તથા તેની પેદાફશની ખુબીનો ખએઆલ લાવીને કરવી, નહી કે લોકોની સાથે ભઠાઈ કરતાં હસવા મસખેરી તથા થઠા કરતાં કરવી. વલી બંદગી કરવી તે એકાંત ધેઆંને કરવી, બેધેઆંને ન કરવી. એવી બંદગી છે તે બદ વીચારને તોડનારૂં હથીઆર છે. અગરજો તેમ ન કરે તો તે હથીઆર સાંમનું બદીની તરફનું થાએછે.

**પાજંદ મીનો ખેરદ નમેના પાજંદ ફકરાનો સાર.**

સવાલ—યજદાંની નમાજ અને પરસ્તેશ કેમ ક-
કરવી ઘટે? જવાબ—જે ચીજમાં રોશની અને નુર અને ચમકાત છે તે તમામ યજદાંનાં નુરમાંથી પેદા થાએલી છે; જેહેવો કે આફતાબ, માહાતાબ, સેતારા, આતશ, અરદુઈશુર અને એ વગેરે બીજી જે કાંઈ નુર ભરેલી નેક ચીજો છે તે યજદાંનાં નુર મધેથી પેદા થાએલીછે. તેટલા વાશતે યજદાંની નમાજ અને બંદગી કરતી વેલાએ જે ચીજમાં નુર અને રોશની હોએ તેની સનમુખ ઉભો રહીને યજદાંની બંદગી અને સેતાફશ કરવી સજાવાર છે. સાવાશતે કે, તે નુર ભરેલી ચીજનાં ઝલકાત અને ચમકાતથી બંદગી કરનારની નજદીકથી નાપાકી દુર દફે થાએછે, એબાદતનાં કરના-

રનું ધેઆંન તે રોશાંન ચીજ ઉપર લગાડવાથી ઠે-
કાંણે આને કાએમ ઓસતવાર રેહેછે, અને તેથી
કરીને તેનું ધેઆંન કસી બુરી ચીજ ઉપર નહી
પોહોંચે. અને જાહેર છે કે, કુલ જેહાંન મધે નુર
અને રોશાની વગેરે કાંઈબી ચીજ બેહેતર અને બ-
રતર નથી, માટે હર રોજ ત્રણ મરતબે ખુરશેદ-
ની શાનમુખ ઉભો રહીને ખુરશેદ તથા મેહેર ની-
આઇશ કરવી ફરજ છે. અને તે રોતાઇશ અને
બંદગી ખોરશેદની મારેફતે યજદાંને કબુલ થાએ-
છે. "બામદાદ" તથા "નીમરોજ" તથા "એવારે"
એટલે કે સહવારથી તે બપોર સુધી પેહેલી હા-
વન ધેહનાં વખતમાં તથા બપોર પછે જે અરધા
દહાડાનાં અરધા વખત સુધી બીજો ધેહેનો વખત
છે તે રપીથવન તથા બીજી હાવન ધેહેનાં વખતમાં
તથા અરધા દહાડાનાં અરધા વખત પછે તે ખુરશેદ
ગોરબ થાઓ તેઆં સુધી તરીજી ઉજીરન ધેહેનાં
વખતમાં ખુરશેદની મોકાબેલ ઉભો રેહ. જે તરફ
ખોરશેદ નજર આવે તે તરફ ઉપર કેબલો કરી
યજદાંની નમાજ અને બંદગી કરવી ઘટે. તેજ
મીશાલે માહાતાબ તથા આતશ તથા અરદુઇસુરની
મોકાબેલ ઉભો રહીને યજદાંની નમાજ અને
પરશેતેશ કરવી શજાવાર છે. શાવાસ્તે કે, તે ખોદા-
ઈ નુર છે. તે નુરની મારફતે ખોદાતાલા નમાજ
અને બંદગી કબુલ કરેછે. માશ એકમાં વાર ત્રણ
માહાતાબની મોકાબેલ માહ નીઆએશ કરવી ફરજ

છે. તેભી યજદાંની પ્રશંતેશ જાંણવી. તે માસ એકમાં વાર ત્રણનું શાહમજવું એ કે, એકતો બીજને દહાડે કે નવો ચાંદ જાહેર થાએછે. બીજું પુનમને દહાડે કે માહાતાબ પુરો રોશની-માં આવેછે. ત્રીજું અમાસને દહાડે કે માહાતાબ પાછો બદલાવવાની નજદીકમાં આવેછે. એ રીતે-માસ એકમાં વાર ત્રણ માહાતાબની મોકાબેલ નીઆએશ કરવી ફરજ છે અને એ ત્રણ દહાડા શેવાએ હર રોજ કરવી તે મોહોટો સવાબ તથા રોજીની બરકત છે. તથા અરદુઈસુરની મોકાબેલ ઉભો રહીને નીઆએશ અને યજદાંની બંદગી કરવી તે દીશનાં કરવી ઘટેછે; શાવાસતે કે, રાતનાં વખત ઉપર અરદુઈશુરનો બોરેહ કંમતર રેહેછે. તથા આતશ બેહેરાંમ તથા આતશ આદરાંન અથવા દાદગાહની મુકાબેલ ઉભો રહીને આતશ નીઆએશ અને યજદાંની બંદગી કરવી. બશુ-શાન પહેલી રાત અને અરધી રાત ગએઆ પછે પાછલી રાતનાં આતશની નીઆએશ કરવી; શાવા-શતે કે, આતશ જે છે તે રાતનાં વખતનો મોહોટો કેબલો છે. અને આતશની મારફતે યજદાંની દરગાહામાં શેપાશદાર થાવું અને હાજેત ચાહાવી કે તેખોદાઈ નુરની મારફતે યજદાં કબુલ કરનાર છે.

નેક બખત જરથોશતી શાહેબો! ઉપલા પવીત્ર અવસ્તાઓના તથા બીજી દીનની કેતાબોના દાખલાઓ-

થી, એક શરખી રીતે ચોકશજ થયું છે કે આપણ બાકી બંદાઓને બાકમાં શર નાખી, તે કેરદેગારની જનાબમાં ઉમેદ ચાહાવાને શારૂં બશુસંન "બંદગી" કરવી જોઇએ છે. જુવો, આપણાં અસલ નએઆગાંનોથી તે હાલ ગુજરેલા વખતનાં નએઆગાંનો શુધીનાં સતવંતા શકરમીઓ પોતાનાં સર બાકમાં નાખી "બંદગી" કરી ગએઆછે. તેમાં ગયોમરશ જેહેવો દુનીઆંનો પેહેલો બાપ અને શાહ, સેંકડો વરશ શુધી પાહાડ ઉપર ઉભો રહીને "બંદગી" કરી ગયો છે. અને જમશેદ જેહેવા ભાયગશાલી શેહેનશાહે પણ એ પેશો છોડીઓતો નહી અને તેને દુનીઆં મધે "બંદગી"નો વધારે રેવાજ જારી કીધો. તથા ફરેદુન અને મીનોચેહરે તથા કેખુશરો અને લોહોરાસ્પ જેહેવા દુનીઆંના શેહેનશાહો શર બાકમાં નાખી પોતાના પેદા કરનાર હોરમજદ બોદાની "બંદગી" અને "રેઆજતો" કરી ગયા; તે મધેના બેએ નાંમીઆ શેહેનશાહો, જેહેમાં એક તો પાદશાહ કેખુશરવે તથા બીજો પાદશાહ લોહોરાસપે પોતાની નાંમીચી શેહેનશાહાતને છોડી ગોશો પકડી "બંદગી"નો પેશો પકડેઓ હતો. જુવો ભાઇઓ, એ નેક શેહેનશાહઓએ દુનીઆઇ ખજાંનાઓની તથા શાહેબીની તથા એશ આરાંમની કશીએ દરકાર ન કરી, તેઓએ હમેશાની દોલત જે "બંદગી" તેનેજ શંગેરીને, હમેશાનું આએ દુનીઆં મધે કીરતીવંત નાંમ આપણ ભવીષ લોકના ધડા માટે મેલી ગયા છે. તેઆરે તે શાહેબો નજદીક આપણ જેહેવા કમીનાંઓનો શું હેશાબ કે, "બંદગી" કરવાથી આપ-

ણું સીર ફેરવીએ ? તે શાહેબો જે દુનીઆં મધે મોહો-
ટી નામવરી મેલવી ગયા તે, એજ સબબથી કે, એક તો,
તેઓએ ઈનસાફથી દુનીઆંને આબાદ કીધી. અને બી-
જું તો, આખી રાત "બંદગી"માં મશગુલ રહીને ખોદા-
ઇ ચાહા મેલવી નામવર થાઇ ગયા. તે શાહેબો ઉપર
કાંઇ થોડા હાદેશાઓ નથી પડેઆ, પણ તે હાદેશાઓથી
તેઓનો બચાવ થયો તે "બંદગી"નીજ ખુબીથી થયો
છે. તેઆરે આપણને લાયક છે કે, આપણે પણ તે
રેવાજને હમેશ જારી રાખીએ, કે આપણાં ઉપરબી હા-
દેશાઓ હોએ તે શરવે ગુંમ થાએ અને આપણે પણ
" બંદગી "નાં નુરથી દુનીઆં મધે બુજોરગી અને માં-
ન મેલવીએ.

ભાઇઓ ! આએ જોગવાઈ લઇ હું તમોને શુચ-
ણાં કરવા માગું છું કે, હાલે આપણ લોકોમાંથી અસલ
" બંદગી " કરવાનો તરીકો જતો રહેઓછે તેને તમો,
હમોએ બોલાશો કરવા પ્રમાંણે પાછો જારી કરો કે, હા-
લે જે આપણ ઉપર આહેશ્તે આહેશ્તે મુફલેસીનું
વાદલ ઉતરે છે તે, કરીમે કારશાજની રેહેમ થવાથી પા-
છું દફે થાએ, અને પાછી આપણી હાલત શારી થાએ.
બીજું એ કે, આપણ લોકોનાં મજલશી કાએદાઓબી
આસ્તે આસ્તે ગુમ થાએલા છે, તેને પાછા અશલી હા-
લત ઉપર લાવવા જોઇએ છે. જો કે, અશલ નએઆ-
ગાંનોથી ચાલતો આવેલો રેવાજ એ હતો કે, કોઇબી સા-
રા યા માઠા અવશારે સઘલા એકઠા મલી એક આવાજે
" બંદગી " કરતા હતા, તે રેવાજ હાલે આપણ મધેથી

ગુંમ થતો જાએ છે, એ ઘણું ભુલ ભરેલું છે. એખલ "બંદગી" કરવા કરતાં પાંચ એકઠા મલી એક આવાજે "બંદગી" કરવાનો મોહોટો દરજજો છે. તે જો કે, હાલે શુધી તે દેખાવમાં રહી ગયો છે. તે એ કે, કોઇબી આફ્રત સમાવીએ "બંદગી" કરવાને આપણે સઘલા એકઠા મલીએ છીએ તે વખતે જેમ, દસ્તુર મોબદો એક આવાજે એક વીચારથી સાથે બંદગી કરેછે તેમ, શઘલા જરથોશતીઓ તે મધ્ધે શામેલ થતા નથી. એક બેસીને કાંઇ પઢે છે તો બીજો બેશીને કાંઈ જુંદુંજ પઢેછે, કોઇ બેશીને વાત કરેછે અને કોઈ બેશીને હશ બોલ કરે છે, એમ ન થવું જોઇએ. સઘલાઓએ એક શરખી રીતે તે"બંદગી"માં ભાગ લેવો જોઇએ છે. તેમજ ઉઠમણાંની મજલસમાબી થવું જોઇએ છે. જેઆરે દસ્તુર કુસ્તી કરવા ઉઠે તેઆરે તેઆં શાંમેલ થાએલા દરેક શજનોએ કુસ્તી કરી, સઘલા શાથે ઉભા રહી, પેલાં બેહેશતી થાએલાં રવાંનની ગંમખારીમાં, તેની તરફથી "બંદગી" કરીને, આપણી તરફથી સવાબનો હંમબેહેરો કરી આપવો જોઇએ છે. તે એવી રીતે કે, જો દસ્તુર ખોરશેદની નીઆએશ શુરૂ કરેતો સઘલાઓએ સાથે તેજ શુરૂ કરવું; એજ પ્રમાંણે જે દસ્તુર ઘટતી ફરજ અદા કરે તે ફરજ સઘલાઓએ સાથેજ અદા કરવી જોઇએ છે. હાલે, ઘણાંએક સાહેબો ઉઠમણાંની મજલસમાં "બંદગી" કરવાને શાંમેલ થાએ છે; પણ તેઓ હમોએ જણાવેઆ પ્રમાંણે, તેઓ શાથે શાંમેલ થાઇને એક સરખી રીતે "બંદગી" કરતા નથી. કોઇ ખોરશેદની નીઆએશ પઢે

છે તો, કોઈ સરોશબાજ પઢે છે. કોઈ શરોશ યશત પઢે છેતો, કોઈ ઘેહે પઢે છે. કોઈ પતેત પઢે છે તો, કોઇ ખુરશેદ નીઆએશ પઢે છે. એવી બેધંગી રીત નીકલી-જવી જોઇએ છે, અને જેમ દસ્તુર અસલ તરીકા મુજ-બ "બંદગી" શુરૂ કરે તેમજ, સઘલાઓએ એક સર-ખી રીતે કરવું. એમ જો થાએ તો બચીત તે "બંદ-ગી" નો મોહોટો દરજજો છે. કોઇબી સારા અવસરે ઉ-પકાર માંનવા, આફતને વખતે બલા ટાલવા, અને ગમ-ગીનીને વખતે પસ્તાવો કરવા એકઠા થાઈ "બંદગી" કરવા વીશે, આપણને આપણાં પાલણ કરતા સાહેબે ધ-રમની મારફતે તાકીદ ફરમાવી છે; કારણ કે, જેઆં નેક લોકોની પંચ એકઠી હોએછે તેઆં પ્રમેશાવરનો અખુટ ગુણ મલેલો હોએ છે. જુવો ભાઇઓ, નીચલા અવસ્તા મધે શું ફરમાવેછે.

### અવસ્તા.

પંચ નાંમ અહમિ પંચ નાંમ નોઇદિ અહ-મિ, હુમત અહમિ દુશમત નોઇદ અહમિ, હુખ્ત અહમિ દુઝુખ્ત નોઇદિ અહમિ, હુઅરેશ્ત અહમિ દુઝુઅરેશ્ત નોઇદિ અહમિ.

### અવસ્તાનો સાર.

(નુકશાંન નીવારણ કરનાર એક ઇશ્વર શકતી "હોમ" યજદે, આપણાં પેગંમબર શાહેબ અશો જર-થુશતને ફરમાવીઉં છે કે,) નેક વીચારનાં પંચમાં હું શાંમેલ છું, બદ અને ઉલટા વીચારનાં પંચમાં હું શાંમેલ નથી. સારી વાચા બોલાનારી પંચમાં હું શાંમેલ

છું, દુરગંધ વાચા રાખનારાઓનાં પંચમાં હું શાંમેલ નથી. સારી કરણી વાલી પંચમાં હું શાંમેલ છું, બદ કરણી વાલી પંચમાં હું શાંમેલ નથી.

આ અવસ્તાનો ખોલાસો એજ છે કે, જેઆં એક વીચાર અને સારા વીચાર વાલા લોકો હોએ તેઆં યજદ અમશાશપંદો શાંમેલ થાએછે, અને જેઆં જુદા વીચાર અને ખરાબ વીચાર વાલા લોકો હોએછે તેઆં તેઓ શાંમેલ થતા નથી. જેઆં એક આવાજ અને નેક આવાજથી બોલનારા તથા પઢનારા લોકો હોએ છે, તેઆં યજદ અમશાસપંદો શાંમેલ થાએ છે, અને જુદા આવાજ અને ખરાબ આવાજથી બોલનારા અથવા પઢનારાઓમાં તેઓ શાંમેલ થતા નથી. એક દેલીથી નેક કાંમ કરનારાઓમાં યજદ અમશાસ્પંદો શાંમેલ થાએછે, અને જુદાં દેલથી કાંમ કરનારાઓમાં તેઓ શાંમેલ થતા નથી.

હમોએ જે "બંદગી" વીશેની બાબતો જણાવી તે ઉપરથી, હવે તમારી પુરીજ ખાતેરી થાઇ હશે કે, આએ દુનીઆં મધે અને પેલી હમેશાની દુનીઆં મધે "બંદગી"જ શાથે આવી કામ લાગશે, બાકી બીજુ કશુંએ કાંમ લાગનાર નથી; તેઆરે હવે, તમુને લાજેમ છે કે, હવે પછી બચીત કરીને દહાડાનો થોડો વખત પણ, ઊપર જણાવેઆ પરમાણે, "બંદગી" કરવામાં તમોને ગુજારવો જોઇએછે. જો, એવી રીતે તમોએ "બંદગી" કરવા માંડી તો, બચીત યાદ રાખજો ઓ નેક જરથોશતીઓ ! કે એથી કરીને બચીત તમારા

દહાડાની રોશનાઇનો વધારો થયા વગર રેહેનાર નથી. આપણાં પવીત્ર કલાંમનાં અરથો ઉપરથી તમારી ખાતેરી થાઈ હશે કે, એ કલાંમો આપણને, તે જેહાંનમધે બેહે-શતનો અને આએ જેહાંન મધે ખુશી ખુરરમી પોંહોં-ચવાંનો કેવો ભરૂશો આપેછે ! માનવીઓ ! તમો તમારા પેદા કરનાર આગલ હસ્તે મુખડે તથા સોરોખરૂહી શાથે જવા પાંમો એથી તમુને શું વધારે જોઇએ? જે કુલ્લે દુની-આંનો સાહેબ, જે કુલ્લે આલમનો બાપ, તથા જે તમોને પેદા કરનાર, તેનાં કદંમ આગલ, તમો તમારી ફરજ બ-જાવી વાહાલા રેહો, એથી વધુ મોહોટાઈ અને શુખ આ-એ દુનીઆંમાં તમુને બીજુ કેઠે મલનાર નથી. પાક પ-રવરદેગારની ખુશનુદીનાં કાંમો કરવાં એ બેહેશત પાંમ-વાનો શબબ છે, અને બેહેશત એ ખરાં શુખનું શથલ છે; અને એમ છે માટેજ શરવે આદમીઓની ઉમેદ બેહેશતની ઈંતેજારીમાં લટકેલી રેહેછે. વાશતે ઓ મુ-શાફર ભાઇઓ, તમો બેદાર થાઓ, તમારી ગફલતીની આંખો ચોલો, અને આએ ખોદાઈ ધરમની શુખ આ-પનારી રોશનીને રસ્તે ચાલી, જેઆંથી તમો આવેઆ છો તે તમાંરાં અસલી મકાંનમાં ફતેહેમંદી શાથે પોંહોંચો, અને વગર જવાલનાં શુખનો રશ બેફીકરી શાથે શદાકાલ ચાખતા રેહો ! આમીન ! આમીન !



પાક યજદાં સાહેબની મદદ હોજો.

# "બંદગી" કેહી જુબાનમાં કરવી?

મજદયસ્નાંન સાહેબો!

હમોએ તમો નજદીક, ગઈ કાલ દને "બંદગી," "બંદગી" કરવાનું કારણ, "બંદગી" શાસારૂં કરવી, "બંદગી" કરવાથી ફાએદો શું? અને નહી કરવાથી નુકસાંન શું? એ બાબે વાઅાજ કરી, વધારે ખોલાસાથી સહમજાવીઊં હતું.

હવે આજ રોજે, "બંદગી" કેહી ભાષામાં કરવી? "બંદગી" અવસ્તા જબાંનમાં કરવી, તેમ કરવાનું કારણ શું? બીજી ભાષામાં નહી કાંએ કરવી? એ વીશે, હું તમોને સહમજાઊં છું, તે તમોએ પાક અને નીરમલ મગજથી ધેઆનમાં લેવું. અને તેમ કરવાની પેહેલાં આપણા પાક "બંદગી" કલાંમને આપણે "અવસ્તા" કરી બોલીએ છઇએ તેની મતલબ શું છે? અને એ "અવસ્તા શબ્દ શા ઉપરથી નીકલેલોછે? અને "અવસ્તા" નુ પુરાતમપણું કેઆરથી ચાલુ થયું છે? એ વીશેનું બએઆંન પણ ધેઆંનમાં લેવા જોગ છે. એ ધેઆંનમાં લેવાથી "બંદગી" ની ખુબી તમોને ઘણીજ સેહેલાઇથી જણાઈ આવશે; માટે એ ઉપર પણ તમારૂં નીરમલ મંન આપવાને હું ભલામન કરૂં છું.

તમો ભાઇઓને જાંણવું જોઇએ છે કે, "અવ-સ્તાનું" પુરાતમપણું આપણાં પાક અને બેહેતર મજ-દયસ્‍ની ધરમ સાથે સંબંધ રાખેછે, અને "અવસ્તા" એ આપણી ધરમ ભાષા છે, અને ધરમ આ જગત અ-ને જીવતર પેદા થતાંજ જોરથી ફેલાએલો છે. જુવો, એ વીશે આપણા રાહનુમા પેગંમબર અશો જરથોશત શું કેહે છે.

અવસ્તા.

હીઅદ ને મજદા પઉરવીમ ગએથાઉસ્ચા
તષો દએનાઉસ્ચા થવા મનંઘહા ખ્રતુશચા યઅદ
અસ્તવંતેમ દદાઉ ઉશ્તનેમ.

અવસ્તાનો સાર.

(જરથોશત સાહેબ કેહેછે કે,) ઓ હોરમજદ! તું-એ હંમારે સારૂં પરથમ જગત અને દીન (કાએદા) ગ-ડી, મન તથા અકલની મારફતે, જે હાડકાં વાલુ આદ-મ (ગયોમરસ) તેને જીનદગી અરથે બક્ષેશ કીધા.

આએ અવસતાના ચોકસ કલાંમો ઉપરથી મા-લુંમ પડે છે કે, આપણી મજદયસ્‍ની દીન દુનીઆંની શુરૂઆતથી, દુનીઆઈ દેહ વાલાં પેહેલાં આદમનાં પેદા થવા સાથેજ, તરોતાજગીમાં ખીલી રહી છે. અશો અ-હોરમજદે "દીન" યાને કાએદા ઘડવાનો સબબ, પોતાની ખેલકતનાં બંદોબસ્ત માટે છે. જેમ, કોઈ રા-જ કરતા પોતાનાં રાજની શુરૂઆતની પેહેલાં પરજાનાં બંદોબસ્ત માટે ધારા ઘડી તઇયાર કરેંછે, અને પછે રફતે રફતે તેમાં સારો સુત્રો, અને સુખેઆરો વધારો કરવાને

મજબુત રીતે ખંતી રેહે છે તેમ, કુદરતવાંન સાહેબે દુનીઆંની શુરૂઆતની પેહેલાં તેનાં પવીત્ર ધારાની ગોઠવણ કરેલી, ઉપલા પવીત્ર કલાંમ મધે જણાએ છે.

પવીત્ર અવસ્તા મધે "દએન" શબ્દનો અરથ "દીન," "કાએદો," તથા "ધારાનો" થાએ છે. એ "દએન" શબ્દ અવસ્તાનાં "દિ" ધાતુ ઉપરથી નીકલેલો જણાએછે. "દિ" એટલે "જોવું," "નેધાકરવી," "તપાસવું," "પરીક્ષા કરવી" ઇતીઆદી અરથવાલા ધાતુની ગુના થઇ "ન" પરત્ય લાગીને "દએન" શબ્દ ઉપલે અરથે મુકરર થાએલો છે, જેહેનો પરથમા બહુ વચન "દએનાઉસ," પદ ઉપલા અવસ્તા મધે આવેલું છે. એણે પરથી બોલવાને હીમત થાએ છે કે, આપણી મજદયસ્ન-"દીન" આએ જમાનાંની શુરૂઆતથી, દુનીઆઈ પેહેલાં આદમનાં વજુદ ઉપર વસુલ થાએલી, એક વારસા દાખલ હાલે સુધી, પાક યજદાંની બક્ષેશથી, અને વખશુરાંન વખશુર અને પેગંમબરોના પેગંમબર હજરત અશો જરથોશતે એને પુરતી હાંશેલ કીધાની બરકતથી, આપણ ભાયગ સાલી લોકો પાશે સલાંમત છે. એવી બુજોરગ અને ભલી દીનની ખીલી આવવાની ખરી ખુબી, તે આપણાં બંદગી કલાંમ છે. જેહેને પરાચીન કાલનાં લોકો અને જમાનાંની શુરૂઆતનાં દીનદારો "માંથ્રાવાંણી" ને નાંમે ઓલખતા તથા લખતા આવ્યા છે.

હવે, તમો ભાઇઓ નજદીક "માંથ્રાવાંણી"નો બનાવનાર કોણ? "માંથ્રાવાંણી" એટલે શું? એ વીશેનો ખોલાસો કરવાને હું દોરોસ્ત જોવું છું.

"માંથ્રાવાંણી"નો બનાવનાર હોરમજદ ખોદા પોતે છે તે વીશે, ઇજશનેના પવીત્ર અવસ્તા કલાંમ મધે નીચે મુજબ આવેલું છે.

### અવસ્તા.

તેમ આજૂતોઇશ અહુરો માંથ્રેમ તષદ અષા હજ઼ુષો.

### અવસ્તાનો સાર.

(પેગંમબર સાહેબ જરથોશત કેહેછે કે,) અહુરમજદે પાક બંદગી સાથ મોરાદ રાખનારા, તે આબાદાંનીનાં, "માંથ્રાને બનાવીઆચ".

આએ અવસ્તાના ફકરા ઉપરથી ચોકસ માલુંમ પડેછે કે, "માંથ્રવાંણી"નો બનાવનાર આપણો પેદા કરનાર હોરમજદ ખોદા ખુદ પોતે છે. એ ખાવંદ સેવાએ કોઇ બીજાએ બનાવેઆ નથી. તે કુદરતવાંન બાપને "માંથ્રવાંણી" બનાવવાનો સબબ, ફકત નુરી તથા ખાકી એ બંધે દુનીઆંની આબાદાંની માટે, પોતાની પવીત્ર બંદગીની આરજુ રાખનારી મતલબ, ઊઘાડી કરી આપેછે. તે ખાવંદે પોતાના પેગંમબરની મારેફતે, ખેલકતનાં લોકોને, એ "માથ્રવાંણી" જેહેવા બેમુલા "બંદગી" કલાંમ, તેમનાં અંતઃકરણમાં કબુલ રાખવાની પોતાની મરજી જણાવેલી છે.

વલી, એ "માંથ્રાવાંણી" વીશે, વંદીદાદનાં પવીત્ર નીચલા.કલાંમ મધે, અશો હોરમજદે, પોતાનાં વીસવાસુ પએગંમબર અશો જરથોશતને ફરમાવેલું છે કેઃ—

અવસ્તા.

નિજબયંધુહ જરથુશતર ક્રવષીમ મન યદ
અહુરહઙ્ મજદાઙ્ યઙ્ધહઙ્ ઉરવ "માંથરો" સ્પેંતો.

અવસ્તાનો સાર.

ઓ જરથોશત! હું જે હોરમજદ છું તે માહારી ક્ર-
વષીને તું પઢતો રેહે! કે જે (ક્રવષી)નું રૂહ (આત્મા)
વરધીવાંણ "માંથ્રા" છે.

આ પવીત્ર કલાંમ ઉપરથી ખોલ્લું જણાએ છે કે,
આપણાં પાલણ કરતા અને પેદા કરનાર અહોરમજદ ખો-
દાની ક્રવષીનું રૂહ અથવા હીરનો વધારો કરનાર, પવીત્ર
કલાંમ, તે "માંથ્રાવાંણી"જ છે. જેમ, શુનાં તથા રૂપાને
કસવા અથવા ભાંજવાથી તેનું કીમતી "હીર" કેટલું છે
તે જણાઇ આવેછે તેમ, અહુરમજદની પોતાની ફરવષીનુ
બેમુલું "હીર"તે કુદરતવાંન સાહેબની માથ્રાવાંણીથી જ-
ણાઇ આવેછે.

ઉપલા "માંથ્ર"શબ્દનો અરથ કુદરતી ખયાલ શક-
તી થાએ છે. એ બોલ અવસ્તા તથાં સંસકરીતનાં "મ-
ન" ધાતુ ઊપરથી ઊત્પંત થએલો છે. એ "મન"
નાં અરથો "જ્ઞાનકરવુ" "વીચારવું," "સહમજવું,"
"જાંણવું" અને "બોધમેલવવો" ઇતીઆદી એવા થાએ
છે. એ "મન" ધાતુને અવસ્તા પ્રમાંણે "અ" અને
"થ્ર" તથા સંસકરીત પ્રમાંણે "અ" અને "ત્ર" પ્રત્ય
લાગવાથી, અવસ્તા, પેહેલવી, ફારશી, અને પાજંદ જો-
ડણીનાં કાએદા મુજબ, ધાતુનાં અંતી "ન" સાથે તેનાં

પ્રત્ય વાલો "અ" મલીને, એવા બે હરૂફો જોડાએઆથી "આં" ઉચાર થઇને, તેનાં "થ્ર" પ્રત્ય સાથે સંધી થયાથી, "માંથ્ર" શબ્દ ઉપલા અરથે ચોક્સ થાએલો જણાએછે. સંસકરીત ભાષાની જોડણી પ્રમાંણે ઉપલા "મન" ધાતુનો "ન" તથા પ્રત્યનો "અ" મલીને "આં" નહી થવાથી "ત્ર" પ્રત્ય જોડાતાં "ન" નો "૦" અનુસવાર બની "મંત્ર" શબ્દ થયો છે.

ઉપલી બેહુ ભાષાના કાએદા મુજબ, "માંથ્ર" તથા "મંત્ર" શબ્દોની જોડનીના વીસ્તાર ઉપરથી, આપણને માંલુંમ પડે છે કે, માંથ્ર" શબ્દનો મોરાદી અરથ "કુદરતી ખ્યાલ" સેવાએ બીજો કસો સંબંધ રાખતો નથી; કારણ કે, ઉપલા ઇજિશનેના પવીત્ર અવસ્તાથી, તમોએ હમણાંજ શાંભલીઊં છે કે, "અહોરમજદે પવીત્ર બંદગી સાથ મોરાદ રાખનાર તે આબાદાનીનાં "માંથ્રા" બનાવ્યાચ" અને વલી વંદીદાદના ઉપલા પવીત્ર અવસ્તાથી તમોએ શાંભલીઊં છે કે "માંથ્રા છે તે અહુરમજદની પોતાની ફરવષીનું "હીર" છે, અને તે "હીર"ને પઢવા શારૂં હોરમજદે જરથોશતને હોકંમ ફરમાવેલો છે કે, "તુ તેને પોતે પઢતો રેહે!" હેવા ખુબીવંતા, ઉપલા બેહુ દાખલાથી આપણ ઇનિશાંન જાતીને એટલોજ બોધ શીખાડે છે કે, ઇશ્વર પ્રાર્થનાં અથવા ઇશ્વર બંદગી જણાવનારા "બંદગી કલાંમ છે તે, માંથ્રાવાંણી" કલાંમ છે. એ "માંથ્ર" કલામ છે તે કોઇ બેત, કવીતા, કે સલોકનાં રૂપમાં નહી, પણ શરાશરી એબારત બંદી તરીકે પઢાતા ઇશ્વર બંદગી કલામો છે.

"ગાથાવાંણી" એટલે શું ? "ગાથાવાંણી તે બેત, કવીતા, શલોક, અને ગીતનાં આવાજમાં પઢાતી કુદરતી બંદગી કલાંમને કેહે છે. "ગાથા" એ બોલ અવસ્તાનાં તથા સંશકરીતનાં " ગા " ધાતુ ઉપરથી નીકલેલો છે. "ગા" એટલે "ગાવું," "સ્તુતી કરવી," "વકત સહરાવી ગાવું," ઈતીઆદી. એ "ગા" ધાતુને અવસ્તાનો "થા" અને સંશકરીત "તા" પ્રત્ય લાગીને "ગાથા," "ગાતા" શબ્દ ઉપલે અરથે ચોકશ થએલો છે. એ ઉપલાં બેહુ પ્રત્ય પોતાની ભાષામાં ભવીષ વરતમાંન એક વચણનું કીરીઆપદ રૂપ પણ થઈ શકે છે. "ગાથા" એ ઈશ્વર બંદગી કવીતા, શલોક, અને શુહુર લાવી રાગમાં બંદગી કરવાના કલામ છે. અને પાક ખોદાવંદ તાલાએ પોતાની બંદગી રાગમાં કરવાને પણ ઈનશાંન જાતી ઉપર ફરજ પાડતાં, હજરત અશો જરથોશતને જણાવ્યું છે કે:-

અવસ્તા.

ઇમ વચ ફ્રસ્રવ યોઇ હેંતિ "ગાથા" હુઅ.

**અવસ્તાનો સાર.**

આએ સખુન જેઓ "ગાથા" (ગીતાઓમાં) છે તે, (ઓ જરથોશત) તું પઢતો રેહે.

**અવસ્તા.**

નિજબયંધુહ તું જરથુશતર "ગાથાબ્યો" સ્પેંતાબ્યો.

**અવસ્તાનો સાર.**

ઓ જરથોશત! તું પોતે પઢતો રેહે વધનારા "ગાથા" ઓને

આએ પવીત્ર કલામો ઉપરથી આપણને સારી રીતે પુરાવો મલે છે કે, "માંથરા" તથા "ગાથા" એ બેહું બંદગી કલાંમ અહુરમજદના પોતાના છે. એ "ગાથા"ના કલાંમો હાદેશાનાં આંચકા હીલાથી ખોહોવાતાં હાલે શુધી થોહાક જરવાએલા આપણી પાશે શલાંમત રહેલા છે. પણ તે કેહેવી ઢપથી શાહરાવી પઢવું તે, આપણા લોકોમાંથી સદંતર ગુમ થઇ ગયું છે.

"અવસ્તા" એટલે શું? "અવસ્તા" એ શબ્દ ઉપર જણાવેલી "માંથ્રા" વાણી તથા "ગાથા"વાંણી શીધ કરનારી, ચોકશ બંદગી કલામોનું પાછલથી અપાએલુ એક નાંમ છે. "અવસ્તા" શબ્દ ઉપલી "માંથ્રા" અથવા "ગાથા"ની ભાષાંનો છે. એ શબ્દ "સ્તુ" અને સંશકીરીત "સ્તુ" ધાતુ ઉપરથી નીકલેલો છે. એ "સ્તુ" નીમાએની "સ્તુતી" કરવી, "શેતાએશ" કરવી," તારીફ" કરવી, અને સહુરાવવું, એવી થાએ છે. એ ઉપલા "સ્તુ" ધાતુને ઉપશર્ગ "અઉઅ" અથવા "અવ" લાગીને "અઉઅસ્તુ" એવું રૂપ બની, ધાતુના અંતી "ઉ" સબરની વરધી થયાથી "અઉઅસ્તાઉ" શબ્દ બનીઓ છે, અને તે બોલવાના માહાવેરા મધેથી અંતી "ઉ" નીકલી જઇને "અઉઅસ્તા" એવો શબ્દ વપરાશમાં આવેલો છે. એ શબ્દ પેહેલવી, પાજંદ, અને ફારશી ભાષામાં પણ એમનો એમજ હજુર શુધી વપડાય છે.

ઉપલા ચોકશ વીસ્તાર ઉપરથી જણાએ છે કે, "અઉઅ સ્તા"એ શબ્દ અસલ "માંથ્ર"વાંણીનો પોતાનોજ છે, અને તે પાછલથી બોલવાનાં વપરાસમાં, "માંથ્ર"

વાંણીની તથા "ગાથા"ની જગોએ અતી ઘણો અગેવાંણી-માં અઆયો છે. "અવસ્તા" શબ્દનો ખરો અરથ "બરતર સેતાએશ," શરેશટ વખાંણ" એવો ચોકશ થાએ છે.

"જંદ" એટલે શું? "જંદ" એ શબદ પાછલથી "અવસ્તા"ની મીશાલે, "માંથ્રા" ભાષાની જબાનને વાસ્તે બોલવાના માંહાવેરામાં આવ્યો છે. એ "જંદ"નો અશલ ધાતુ "જન" એટલે "જ્ઞાન કરવું," "વીચારવું," "સમજવું," "જાંણવું" અને "બોધ મેલવવો" થાય છે. એ "જન" ધાતુને કરત "દ" પ્રત્ય લાગી ધાતુનાં અંતી "ન"નો "૦" બની "જંદ" શબ્દ ઉપલેજ અરથે શીધ થયો છે. એ "જંદ" બોલ આપણ લોકોમાં ઘણો પ્રખ્યાત થએલો છે. એ "જંદ"ની આગમજ ઘણો ખરો અઉઅ સ્તા" બોલ વધારીને આપણ લોકો "અઉઅ સ્તા જંદ" કરીને બોલીએ છીએ. એ "અઉઅ સ્તાઉ જંદ"નો ખરો માએનો "ઈશ્વર સ્તુતી જ્ઞાન" એવો થાએ છે. એ "જંદ" બોલની ઉતપંતી ઘણું કરીને અવસ્તાઓનો પેહેલવી તરજુમો થયો તે વખતે થઈ હશે, કારણ કે, "અઉઅસ્તાઓ જંદ"ની કેતાબને પેહેલવી જબાંન મધે આએ રીતે લખવામા આવે છે, જેમ કે પેહેલવી:—

ગોમન કોરાસે "અઉઅસ્તા વ જંદ."

અરથ—આએ કેતાબ "અઉઅસ્તા અને જંદ"ની. યાને "ઇશ્વર સ્તુતી જ્ઞાન"ની.

એ ઉપરથી જણાએ છે કે, "જંદ" બોલ ઘણું કરીને જે "અઉઅસ્તા"ઓ સાથના પેહેલવી તરજુમાં

ની કેતાબો હોએ છે તેને ઓલખાવે છે; અને એવાજ શબ્બથી "જંદ"નો માએનો "પેહેલવી" કરીને, પેહેલવી જબાંનને ઓલખાવવામાં વપરાએઓ છે. તથા આગલા અને હાલના જમાનાંના કેટલાક દશતુર શાહેબો પણ એ બોલને પેહેલવી કરીનેજ સહમજે છે.

આપણો પવીત્ર ધરમ, જે પવીત્ર જબાંનમાં કુદરતથી લખાએલોછે, તેને "માંથ્રા" જબાંન યાને "બોધ મેલવવા વાલી જબાંન," "ગાથા" જંબાંન યાને "બંદગી વાલી ભાષા," "ગાએની ભાષા," "અઉઅસ્તા" જબાંન યાને "સ્તુતીવાલી જબાંન," "સેતાએશી જબાંન" તથા "જંદ" જબાંન યાને "જ્ઞાની જબાંન" એવી રીતે થાએ છે. એ ઉપલા બોલો ઉપરથીજ શીધ થાએ છે કે, આપણ લોકો જે ભાષા મધે બંદગી કરીએ છીએ તે ભાષા, ખુદ યજદાંની બંદગી કરવાનીજ છે. એજ પવીત્ર ભાષા મધે અશલ જમાંનાની શુરૂઆતથીજ આપણ ઇરાંની આદમો બંદગી કરતા આવ્યા છઇએ તે, આગલ ચાલતાં ખાતિરી ભરેલી રીતે તમારા જાણવામો આવશે.

હાલે કેટલાક સાહેબો હેવો શવાલ ઉઠાવે છે કે, આપણે જે ભાષા મધે બંદગી કરીએ છીએ તે, બંદગી કરનારાઓ કાંઇ સહમજતા નથી; માટે જે જબાંન માં આપણે બંદગીની મતલબ શમજી શકીએ તેજ જબાનમો જો બંદગી થાએ, તો બંદગી કરનારને માલુંમ પડે કે, મેં ફલાંની જાતની બંદગી કીધી. એ વગેરે બીજીબી આપણ લોકોમાં ચકચારો થાએછે. એવી ચકચાર ઉપરથી કેટલાક શુભ ઇછું શાહેબો, તેવી બંદગીઓ,

કોઇએ ગુજરાતી જબ્બાંનમો બનાવવા માંડીછે, કોઈ શા-
હેબે તો બનાવીને છપાવી પણ છે, અને સાંભલવા પ્ર-
માણે કેટલાક ધરસ્થો અવસ્તા મધેથી પોતાને મંન ગ-
મતા ફકરાઓ ચુંટી કાહાડીને તેની બનાવેછે, અને તે
બંદગીઓ જરથોશતી સાહેબોના અમલમાં લાવવાનો
તેઓ એરાદો રાખેછે. એવી રીતની આપણી બંદગીઓ
વીશેની હીલચાલ થઈ છે અને થાએ છે. જે બંદગીઓ
ગુજરાતી ભાષા મધે છપાઇઓ છે તે, કેટલાકોમાં તથા
કુમલી વએના બચાંઓમાં બંદગી તરીકે રેવાજમાં પણ
આવી ચુકી છે. જોકે, હેવા ગુજરાતી તથા અવસ્તાની
બંદગી જોડનારા સાહેબોની નેમ દેખઇતી શુભ છે; પ-
ણ તે આપણાં ધરમને ઘણી નુકશાંન કારક થઈ પડશે;
કારણ કે એવી બંદગીઓ અમલમાં આવવાથી, અશ-
લ ઇશ્વરી કલાંમ છે તે ઉપર આહેશતે આહેશતે શાક
અને ગોબારનાં સમુદરનું પાંણી ચોમેરથી ફરી વલવાને
કાંઈ ઢીલ લાગશે નહી; અને તેથી કાંઇ આયંદેહ આ-
પણને થોડું નુંકસાંન જવાનું નથી તથા જુદદીનોનાં તાં-
ણાં જાંણીથી આપણને કાંઈ થોડું શોશાવું પડશે નહી.
માટે જે સાહેબો એવી હીલચાલ કરવા માંગેછે તેનાં ક-
રતાં, જો આપણા ટોલાના આગેવાન સાહેબો સાથે એક
દેલ થાઇ, આપણા લોકોમાં બંદગી કરવાની સહમજ પે
દા થાએ હેવા ઉપાએઓ લેવા કરે તો, ઓર તેઓની
પાક યજદાંની નજદીક શુરૂખરૂહી અને આપણાં ટોલા-
માં નાંમદારી થાએ. તે ઉપાએ એ છે કે, દરેક નીશાલે
જતાં બાલકોને નાધપણથી અવસ્તાની બંદગીની એકેક

થી ચઢતી શહમજ આપવા માંડવી જોઇએ છે, કે તે થી તે બાલકોને નાધપણથી આપણી બંદગીઓની અસર થાએ અને શાથે લાગી આપણાં પવીત્ર ધરમની ખુબી- ઓ હાંશેલ કરે. એવા શુભ ઊપાએઓ લેવાથી સહમ- જીને બંદગી કરાવનારા સાહેબોની નેક મતલબ પાર પડે. હવે, મોહોટાંઓને માટે બીજો ઊપાય એ છે કે, હાલે જે બંદગીઓની ચોપડીઓ છપાએ છે તે અશુધ્ધ છે, અને ફક્ત સાદા અવસ્તાની છપાએ છે, તેમાં બંદગી કરવાની કશી તદબીર જણાવવામાં આવતી નથી, તેથી બંદગી કેમ કરવી તે શહમજતા નથી; માટે એ ચો- પડી છાપનારાઓની ખાંમી છે. તે શાથે બંદગીની હેવી ચોપડીઓ નીકલવી જોઇએછે કે, દરેક બંદગીનાં મઠા- લાં ઉપર તે બંદગીની મતલબો ગુજરાતી ભાષામાં જ- ણાવેલી હોય અને તે સાથે અવસ્તાઓ વીરાંમ ચીનહો શાથે શુદ્ધ છાપેઆ હોય અને તે શાથે બંદગી કરવાની સહમજો પણ આપી હોય તો, અલબતાં તે બંદગી ક- રનારાઓને સહમજ પડવાથી, તે આહેશતે આહેશતે સહમજીને ખરી બંદગીઓ કરવામો લાવેતો, એથી આ પણ લોકોને તથા એ કાંમની કોશેશ કરનારાઓને કાંઈ થોડો સવાબનો લાભ થાય નહી, અને તે શાથે આપ- ણો ધરમ જુદદીનોના ટાણાંજાંણીથી હમેશાનો મોકલો થાય. હેવા ખરા ઉપાયો લેવાનાં છોડી દઈને લોકો શક- મંદ થાએ અને તે શાથે આપણા ટોલાને જુદદીનોન ટાણાંજાંણી ખમવા પડે એવા ઊપાય શું કાંમ લેવા જોઇએ? માટે, સહમજીને બંદગી કરાવનાર સાહેબોને

હું ઓજરખાહીથી ભલાંમન કરૂં છું કે, જો તેઓ આ-પણ જરથોશતીઓના ખરા ખેરખાહ હોએ તો તે શાહે-બોએ ઉપલા ઊપાયઓ લેવાની તથા લેવાડવાની તશદી લેવી જોઇએ છે, કે તેથી તેઓની સઘલી શુભ ઇચ્છા બર આવશે, અને તે શાથે આપણુ લોકો ટાંણાં જાંણી-માં પડતા અટકીશું.

હાલે જે ગુજરાતી મધે બંદગીઓ છપાઈ છે તે, તથા બીજા શાહેબો જોડેછે તે, આપણી કુદરતી કલાં-મવાલી અશલ બંદગીઓ પઢેઆ પછે, જો એક મુના-જાત તરીકે, યા પાજંદ બંદગીઓને ઠેકાંણે કાંમે લગા-ડે તો તેમાં હમો કસ્સો વાંધો જોતા નથી; કારણકે આ-પણાં દસ્તુર શાહેબો પોતે મુનાજાતો જોડતા આવ્યાછે, અને તે હાલે આપણ લોકો અમલ મધે પણ લાવીએ છીએ. દસ્તુર શાહેબો જે મુનાજાતો જોડતા આવ્યાછે તે, આપણાં ધરમનાં ફરમાંન પ્રમાણેની તેમાં મતલબો શમાવતા આવ્યાછે; તેમજ જો આએ બંદગીઓબી જોડવામો આવે તો ધરમ પ્રમાણેની વાજબી કેહેવાએ. એમાં બીજા ધરમની રીતીઓ નહી સમાવવી જોઇએ.

તમો જરથોશતી ભાઈઓએ જાંણવું જોઇએ છે કે, આપણ જરથોશતી બંદાઓને, આપણને પેદા કર-નાર અશો હોરમજદનો, આસમાંની અવસ્તા જબાંન-માંજ બંદગી કરવાનો હોકમ છે; કારણકે એ અવસ્તા જબાંન મીનોઇ છે, અને તે પ્રથંમ મીનોમાં ફેલાઇછે, અને તેની બરહકતથી ગેબીવરધીઓ વેહેતી થઈ રહીછે. તે મીનોઈ જબાનમાંજ પાક પરવરદેગારથી, જમાંનાંની

શુરૂઆતમાં તેનાં પાક નુરી ફરેશતાઓના પેગાંમની માર-
ફતે આપણને પવીત્ર મજદયશની દીન મલી છે. તેની
પુશ્ટી માટે પાછલથી પએગંમબર હજરત જરથોશત જેહે-
વો પાક રાહાનુમાં આપણને મલીઓછે, અને તે શાથે
એ પવીત્ર ધરમની બંદગીઓબી આપણા અશો પેગંમ-
બરે, પેદા કરનાર અશો અહોરમજદના હોકંમ મુજબ,
આપણે વાસ્તે અવસ્તા જુબાંનમાંજ જણાવેલી છે.
જુવો બેરાદરો, આપણી બંદગીઓ વીશે નીચલા પવીત્ર
અવસ્તા શું હોકમ ફરમાવેછે.

**અવસ્તા.**

મઇનીએઉશ મજદા પઉરવીમ સ્પેંતહીઆ
અષા વીસ્પેંગ પીઅઉથ્ના.

**અવસ્તાનો સાર.**

અહુરમજદે મીનોમાં પ્રથંમ અવસ્તા વાંણીની
વરધી કીધી, તમાંમ શવાબનાં કાંમને વાસ્તે.

ઉપલા પવીત્ર અવસ્તાના કલાંમોથી ખોલ્લું જ-
ણાએ છે કે, "માંથ્રા" (ઇશ્વરી ખ્યાલ) અથવા અવસ્તા
જબાંનને પાક પરવરદેગારે પેહેલાં મીનોમાં ફેલાવીછે, એ
ઉપરથી ચોકસ થાયછે કે, આપણો ધરમ જે જબાંન
મધે કુદરતી લખાયો છે, તે આસમાની જબાંનમાં છે.
જેઆરે આપણને હાવી બુજોરગી ભરેલી આસમાંની જ-
બાંનમાં ધરમ મલીઓ, તેઆરે તો આપણને તે જબાં-
નમાંજ બંદગી કરવી પણ ફરજ છે; કારણકે જો એ
જબાંનમાં બંદગી કરીએ તોજ આપણને ગએબી વધા-
ઈ તથા શવાબનો વધારો થાય, અગરજો એ જબાંનમાં

ન કરીએ, અને કોઇ બીજી જબાંનમાં કરીએ તો, ગ-એબ વધાઇની જગોએ નામુબારકી તથા શવાબને ઠેકાણે ગુનાંહ લાગુ પડે; એવી મતલબ ઉપલા બુજોરગ અવસ્તાના કલાંમથી આપણને જણાએછે.

વલી, ઉપલા પવીત્ર કલાંમને મલતો પેહેલવી દીની કરદનો એક ફકરો હું તમો શાહેબોની જાંણ કીજે જણાઊંછું-

### પેહેલવી.

હોમનત મેન દીન મહેશ્ત નકીજે શપીર દીન ચીર અનહોમા હીમ. અવશા દેહેશને પવન હમનેહોફતીએ ફરદુમ દામ વહુમન અમહોસ્પંદ. વ રેબાકીએ ફરદુમ મીનોઇહા દએન અમહોસ્પંદાંન આવાની યજદાંન વ મીનોયાંનયજદાંન.

### ઉપલી પેહેલવીનો સાર.

બુજોરગ મજદયસ્ની દીનથી પાંમવું એ છે કે, અહોરમજદનાં તરીકાની ફતેહેમંદ ભલી દીન મીનોઈ તમાંમ પેહેલી પેદાયશમાં બેહેમંન અમશાશપંદને આપી અને પેહેલ વેહેલાં મીનોઇ અમશાસ્પંદોમાં, અને યજદાંના તમાંમ મીનો યજદોમાં રેવાજ આપેઓ.

વલી, ઇજશનેનાં ૧૯માં હા મધે નીચલો પેહલી ફકરો આવેલો છે.

### પેહેલવી.

જક મીનોઇ મવન દીન રેબાક વાદુનત આમત જક દીન મેન અહુનવર બરેહીનેદ યકનીમુનેદ.

## પેહેલવીનો સાર.

તે મીનોમાં જે દીન જારી કીધેલી છે તે દીન અ-હુનવરની યાને એકવીશે નોશકની સરજેલી છે.

દીનીકરદ જેહેવી નામીચી કેતાબના તથા યજશને *જેહેવી પવીત્ર કેતાબના ઉપલા પેહેલવી ફકરાઓ ઉપરથી પણ ખોલ્લું જણાએ છે કે, જે દીન પાક યજદાંએ મીનોઇમાં જારી કરી હતી તેજ દીન, આપણ જેહેવા પાકી બંદાઓને આપી, આપણને બુજોરગ કીધાછે. જે બુજોરગ દીનની બંદગીઓ સતંતર મુકી દઇને ના-કેસ શકતીનાં આદમની બનાવેલી બંદગીઓ કરવી એ કેટલું ધરમને તથા ધરમનાં મોકલનારને અને ધરમના લાવનારને અપમાંન ? અને એ અપમાંન કરવાના સબ-બથી તે બંદગી લખનાર અને કરનાર બંને, કેટલા ગુ-નેહેગાર થાએ છે તે, હું તમો દીનદાર ધરહસ્થોનેજ વીચાર કરવા સોંપુંછું.

હવે ભાઇઓ! અવસ્તા જબાંન કેહેવી બુજોરગ અને મરતબાવાલી છે તે, અને એ અવસ્તા જબાંન પ-ઢવાથી શું શું ફાએદાઓ થાયછે તે, તથા આપણને અ-વસ્તા જબાંનમાંજ બંદગી કરવી જોઇએ છે તે, અને તે બંદગીથી આપણને શું પરાપ્તી હાંસેલ થાએછે તે, અ-ને અવસ્તા મધે બંદગી ન કરવાથી આપણને શું નુક-શાંન થાએછે તે, હું પવીત્ર અવસ્તાના ખોલાસાથી જ-ણાઊંછું, તે ઉપર તમારૂં બેમુલું ધેઆંન આપવું.

આપણ જરથોશતીઓને અવસ્તા જબાંનમાંજ બંદગી કરવી જોઇએ છે, કારણકે એ અવસ્તા જબાંન

નીચલા ખોલાસા પ્રમાણેની ખુજોરગી ધરાવેછે ; તથા તેમ કરવાથી આપણને ફાએદાકારક થાએ છે.

### અવસ્તા.

જનઇતિ વીસ્પએષુ અંઘરો મઇન્યુઉશ અહુમાઇ યાથ્વાંમ પઇરિકનાંસ્ચ અઇરીઅમનેમ માથ્રનાંમ મજિશ્તેમ માંથ્રનાંમ વહિશ્તેમ માંથ્રનાંમ વહિશ્તોતેમેમ માંથ્રનાંમ શારએશ્તેમ માંથ્રનાંમ શારએશ્તોતેમેમ માંથ્રનાંમ ઉઘરેમ માંથ્રનાંમ ઉઘરોતેમેમ માંથ્રનાંમ દેરેજરેમ માંથ્રનાંમ દેરેજરોતેમેમ માંથ્રનાંમ વારેથ્રઘ્નીમ માંથ્રનાંમ વારેથ્રઘ્નયોતેમેમ માંથ્રનાંમ બએષજેમ માંથ્રનાંમ બએષજીઓતેમેમ માંથ્રનાંમ. અશો બએષજો દાતો બએષજો કરેતો બએષજો ઉરવરો બએષજો માંથ્રો બએષજો બએષજનાંમ બએષજહુદ બએષજીઓ યદ માંથ્રેમસ્પેંતેમ બએષજીઓ યો નરશ અષુનો હચ ઉરુથ્વાંન બએષજીઆદ અઓંનો જી અસ્તિ બએષજનાંમ બએષજીઓ તેમો યસક અપ કૂરત મહરક અપ કૂરત દએવ અપ કૂરત પઇત્યાર અપ કૂરત અષેમઘ અનષવ અપ કૂરત મઘ્યો સાસ્ત અપ કૂરત અઝિચિથ્ર અપ કૂરત વેહ્રકો ચિથ્ર અપ કૂરત બિજંગ્રો ચિથ્ર અપ કૂરત તરો મત અપ કૂરત પઇરિ મત અપ કૂરત તફનુ અપ કૂરત સ્પજગ અપ કૂરત અનાખ્શત અપ કૂરત હુજ દોઇથ્ર અપ કૂરત દ્રઘુવો વાખ્શ દ્રુજિશ્ત અપ કૂરત જહિયાતુ મઇતિ અપ કૂરત જહિ કખરેડઇનિ અપ કૂરત વાતો પોઉરવો અપાખ્તર અપ કૂરત.

## અવસ્તાનો સાર.

"માંથ્ર"નામ જે છે તે હોરમજદનો ફરમાંબરદાર છે, યાને અવસ્તા જબાંન છે તે હોરમજદનાં હોકંમનો ચલાવનાર છે. "માંથ્ર" નાંમ બુજોરગ છે, "માંથ્ર" નાંમ બરતર છે, "માંથ્ર" નાંમ નેક છે, "માંથ્ર" નાંમ સઉથી સરેષ્ટ છે, "માંથ્ર" નાંમ દેલાવર છે, "માંથ્ર" નાંમ ઘણુંજ દેલાવર છે, "માંથ્ર" નાંમ મજબુત છે, અને "માંથ્ર" નાંમ સઉથી વધારે મજબુત છે, "માંથ્ર" નાંમ ફતેહેમંદ છે, અને "માંથ્ર" નાંમ સઉથી વધારે ફતેહેમંદ છે, "માંથ્ર" નાંમ તનદરોસ્તી આપનાર છે, "માંથ્ર" નાંમ સઉથી વધારે તંનદરોસતી આપનાર છે, (તનદરોસતી પાંચ બાબતથી મલે છે એકતો) પવીત્રાઇથી તંનદરોસતી મલેછે, (બીજુંતો) ઇનિશાફથી તંનદરોસતી મલે છે, (તરીજુંતો) હથીઆરથી દુ:ખ ટલી તંન દરોસતી થાએ છે. (ચોથું તો) દવાથી તંન દરોસતી થાએ છે, (પાંચમું) "માંથ્ર" તંન દરોસતી આપે છે; (પણ એ પાંચે ચીજોમાં) જે બુજોરગ માંથ્ર યાને અવસ્તા તંન દરોસતી આપે છે તે, તંન દરોસતી આપનારાંઓ કરતાં ઘણીજ તંન દરોસતી આપે છે. અશો મરદ જે અવસ્તાઓની નેરંગ પઢે છે તેથી તંન દરોસતી થાએ છે; કાંએકે એ અવસ્તા જબાંન સરવે કરતાં ઘણી તંન દરોસતી આપે છે. તે બુજોરગ માંથ્ર યાને અવસ્તા અંઘરે મઇનીઉશ યાને બદીથી ઉત્પંત થતા કીનાં, કપત, અને એવીજ બીજી ખરાબી ની કરનાર ચીજોને મારે છે, રોગ આજારને દફે કરે છે, મરકીને દફે કરે છે, બદીના રોગને દફે કરે છે, બલા

અથવા આફ્રતને દફે કરે છે, અપવીત્ર આશમોગ (કે જે માહોમાહોમાં અઠડાઅઠડી કરાવે છે તે) ને દફે કરે છે, જુલંમગાર અથવા જુઠું શીખવનાર આદમીને દફે કરે છે, અઝદાનાં જેહેવી ખશલતનાંઓને દફે કરે છે, વાઘ વરૂનાં જેહેવી ખસલત ધરાવનારાઓને દફે કરે છે, બે પગાં માંણસોને દફે કરે છે, બદ વીચારને દફે કરે છે, ગરૂરીને દફે કરે છે, તપના રોગને દફે કરે છે, ચુગલને દફે કરે છે, સુલેહે નહી રાખનારને દફે કરે છે, બદ નજરને દફે કરે છે, જુઠું બોલનારલે દફે કરે છે, મકર ફરેબ ભરેલાં બદફેલીનાં કાંમને દફે કરે છે, લખશામીનો ધઠારો કરનાર બદફેલ ઓરતને દફે કરે છે, નાસ કરનાર અવાખતરી પવનને દફે કરેછે.

ઉપલા પવીત્ર અને બુજોરગ અવસ્તાથી સાફ આઇનાંની પેરે જણાએ છે કે, "માંથ્ર" યાને અવસ્તા જે છે તે હોરમજદનો ફરમાંન ચલાવનાર છે યાને જે જે ફરમાંનો અશો અહોરમજદે ફરમાવેલા છે તે, એ અવસ્તા મધે છે; જો એ અવસ્તા પઢવામાં હમેશ આવેતો શધલા તે સાહેબનાં ફરમાંનો પઢવાથી આપણને યાદ રેહે. એ માંથ્ર બુજોરગ અને બરતર છે, યાને એ અવસ્તા જબાંન છે તે બીજી જબાંનોનો સરદાર અને બુજોરગ છે. એ માંથ્ર નેક અને સરેષ્ઠ છે, યાને એ અવસ્તા જે છે તે નેક અને ઉતંમ છે, યાને અવસ્તાનાં અંદર જે જે ફરમાંનો આવેલાંછે તે નેક અને ઘણાંજ સારાં છે. માંથ્ર દેલાવર શરવે કરતાં દેલાવર છે, યાને એ કલાંમ જે છે તે બીજા કલાંમો ઉપર ઘણાજ ગાલેબ છે,

અને એનાં કલાંમો અને ફરમાંનો એવાં છે કે તે કોઇથી પાછાં હતી ન શકે. એ માંથ્ર મજબુત અને શરવેથી મજબુત છે, યાને એની દલીલો એવીતો મજબુત છે કે કોઈથી પાછી હતે નહી. માંથ્ર ફતેહેમંદ છે અને સરવેથી ફતેહેમંદ છે, યાને એ અવસ્તા કલાંમ જે છે તે સરવે કલાંમો ઉપર ઘણાંજ ફતેહેમંદ છે, એ ઉપર કોઇ ફાવી શકતું નથી. માંથ્ર તંદરોસતી અપનાર છે યાને અવસ્તા કલાંમો છે તે તંન દરોસતી,આપનારી બીજી ચીજો કરતાંને પણ વધારે તંન દરોસ્તી આપે છે. અને એ માંથ્ર છે તે બદ રૂહથી ઉત્પંત થાતી બુરી ખસલતો તથા બુરા રોગોનો નાસ કરેછે. તે બુરી ખસલતો તથા બુરા રોગો એ છે કે, ફન, ફરેબ, કીનો કપત, જુઠાઇ, જુલંમ, આશામોગી, અઝડાઈ ખસલતો, વેહેશી ફારીખાનારી અને નુકસાંન કરનારી ખસલતો, બદ વીચાર, ગરૂરી, ચુગલી, સુલેહેનો ભંગ કરનાર, બદ નજર, જુઠું બોલનાર, અને જનાકારી કરનાર, એવી રીતની આદમજાતને પાએમાલ કરનારી સઘલી બુરી ખસલતોનો, જડબેખથી નાસ કરે છે. તથા રોગ, આજાર, મરકી, તાપ, બલા, આફત, નાસકારક બદ હવા, એ સઘલી આપણ આદમજાતને માટે મોત લાવનારી બુરી બલાઓનો એકદમ નાસ અને પાએમાલી કરે છે. એ અવસ્તાથી, આદમજાતને પાયમાલી કરનારી બુરી ખસલતોનો શાથી નાસથાય છે કે, એ પવીત્ર અવસ્તાઓનાં અંદર એ બદ ખસલતોનો એવોતો ધીકાર જણાવેલો છે કે જો, તે અવસ્તા વખતે વખત અપણે યાદ કરીએ અથવા પઢવા મધે લાવીએ તો, તેથી કરીને

આપણે બુરા મારગ ઉપર જતાં ઘણાખરા અટકીએ. વળી, આપણું મોત લાવનારી બુરી બલા સાથી દફે થાએ છે કે. એ અવસ્તાઓ મધે કેટલી એક નેરંગો અને બંદગીનાં હેવાતો અજમતી કલાંમ છે કે, તે પુરતી રીતે અમલમો લાવેઆથી સઘલાં મોત લાવનારાં આફતો અને બલાઓથી આપણો બચાવ થાએ છે. એવા આપણાં બંદગીના પવીત્ર અવસ્તામાં ખુબી અને બરકત છે. એવા બરકતી અને ખુબી વાલા તથા ફતેહે અને સરવે ઉપર ગાલેબી મેલવનાર માહાજ્ઞાનીનાં ખયાલથી ઉત્પંત થાએલા માંથ્ર કલાંમને છોડી દઈને, આપણી ખામી ભરેલા આદમજાતની અકલથી બનેલા કલાંમોને બંદગી તરીકે કાંમે લાવવા એ, ઘણુંજ ગેરવાજબી અને ગુનાહ ભરેલુ કેહેવાએ. આપણને, મીનોઆંન મીનો યજદાં તથા તેની કમાલ કુદરતી નુરી સકતીઓની બંદગી કરવી છે તે, ફકત મીનોઆંન મીનો હોરમજદે, જે પોતાની પસંદગીની મીનોઈ જબાંનમાં, આપણને ધરમ આપેઓછે, તે ધરમનાં અંદર જે કુદરતી અને બરકતી કલાંમો આપેલા છે, તેથીજ કરવાને લાએક અને ઘટતી છે; અને તેથીજ બંદગી કરનારાઓને બંધે દુનીઆમાં ફાએદા છે. જુવો માહારા નેક બખત જરથોશતી ભાઈઓ! નીચલા પવીત્ર અને મીનોઈ કલાંમો આપણને શું ફરમાવે છે:—

અવસ્તા.

થ્વોઈશ્તોઈશ તરસ્ચા માંથ્ર નસ્ચા અહુરહે મજદાઓ.

**અવસ્તાનો સાર.**

તું હોરમજદની સેતાયેશ અને બંદગી માથ્ર વાંણી છે.

**અવસ્તા.**

હીઅદ અષાઈ વહિશ્તાઇ અષેમ પર ચિનસ્તિ
વીસ્પમ માંથરેમ વીસ્પાઇ માંથ્રાઇ યથ અષાઈ બ્ય
થરેમ ચિનસ્તિ.

**અવસ્તાનો સાર.**

જે કોઈ કે બરતર પાકી, પરેહેજગારીથી વાકેફ થાઇને, (માંથ્રવાંણી અવસ્તાઓજંદ) પઢવાએ સવાબનાં કાંમો કરવાથી તે શખસ શાહેબી યાને મોહોટાઇ પાંમે છે.

**અવસ્તા.**

યથચ જબયંતિ અષયુનઇ અષેમ ચિનસ્તિ
યથચ બ્યષમાવોય અષેમ ચિનસ્તિ યદ સયુપયં-
તિબ્યો.

**અવસ્તાનો સાર.**

જે લોકો કે, અવસ્તાના પઢનારા છે તે પવીત્રાઇ અને સચાઇને હાંસેલ કરે છે, અને જે કોઇ કે, તમારી સચાઇને હાંસેલ કરે છે તે ફાએદેમંદ થાએ છે.

**અવસ્તા.**

સ્તેમ પઇતિ અન્યઇશાંમ રથ્વાંમ ગાથનાંમ
અનાયુખ્ઝનાંમ અન પીશુતનાંમ શ્રાવયમ્નનાંમ.

**અવસ્તાનો સાર.**

જે લોકો બીજા સખુનો પઢેઆ વીનાં વગર સુસ્તીથી ગાથાવાંણી પઢે તેઓને સો ઘણી શાહેબી અને સરદારી છે.

### અવસ્તા.

યસ્ચ મએ,અફ્તહમિ અંઘહુએ યદ અસ્તવ-
ઇતિ સ્પિતમ જરથુશ્ત્ર બધાંમ અહુનાહફ વઇરિહફ
મરાદ ફ્રા વા મરો દરેંજયા ફ્રા વા દરેંજયો શ્રાવયાદ
ફ્રા વા શ્રાવયો યજાઇતિફ થ્રિશચિદ તરો પેરેતૂમ્ચિદ
હફ ઉરવાનેમ વહિશ્તેમ અહૂમ ફ્ર પારયફનિ અજેમ
યો અહુરો મજદાઉ આ વહિશ્તાદ અંઘહઉદ આ
વહિશ્તાદ અષાદ આ વહિશ્તએઇબ્યો રઉચેબ્યો.

### અવસ્તાનો સાર.

ઓ સ્પેતમાંન જરથુશત! જે કોઇ કે ઓસ્ત-
ખાનમંદ દુનીઆંમાં માહારા હોનવર (એકવીશે નોસ્ક)
નાં ભાગોને શીખે, અથવા શીખેઆ પછે ગણે, અથવા
ગણેઆ પછે પઢે, અથવા પઢેઆ પછે આરાધનાં કરે
તો તેનાં રવાંનને હું જે અહુરમજદ છું તે, ચેનવદ
પુલની આરપાર તરણ તબકે, દુનીઆંથી બરતર પાકીથી
બરતર, અને રોશાનીઓથી બરતર રોશાનીવાલી બરતર
દુનીઆમાં બુજોરગીથી પાર કરૂછું.

### અવસ્તા.

યાંમ મોઈ વીડવાઉ મજદાઉ વઉચ અહુરો
યોઈ ઇમ વે નોઇદિ યથા માંથ્રેમ વરેષેંતી યથા
ઇમ મેનાઇચા વઉચચા અઇબ્યો વંઘહેઉશ અ-
વોઈ અંઘહદ અપેમેમ.

### અવસ્તાનો સાર.

અએ અહોરમજદ! તુંએ મને વાકેફ કીધોછે
કે, જે કોઇ તમો આદમીઓ મધેથી આએ માંથ્રવાંણી

યાને અવસ્તાને જેમ યાદ કરવી અને પઢવી જોઇએ તેમ નહી કબુલ કરશે તો તેઓને આકેબત દુનીઆં મધે જીઆંનકારક અપમાંન છે.

**અવસ્તા.**

હથ્ર અન ગાથાવ્ય વચ ગરો નમાનેમ અહુરો મજદાઉ જસદ પઉઇરિયો.

**અવસ્તાનો સાર.**

એકેદંમ ગાથાવાંણી સાથે (પઢવાથી) હોરમજદનાં પરથંમ ગોરોથમાંન (બેહેશત)ને પુગીવલે છે.

**પેહેલવી દીનીકરદનો ફકરો.**

**પેહેલવી.**

ફરહંગાંને ફરહંગ માંસરસપંદ આગ જાનુનેદ રોબાંન હુપોહોલ'બોખ્તારે મેન દોજઝખ વદારદારે વો જક પહાલુંમ અખાંન અહેલોબાન રોશાંન હુબોઈ હમાક નયોકશ.

**પેહેલવીનો સાર.**

એલમોનો એલંમ અવસ્તા જબાંનનો, કે તેથી રવાંનને ચેનવદ પુલથી ખલાસી મલે છે, અને દોઝખથી છુટવું છે; અને તે રવાંનને અશો લોકોનું રોશાંન, ખુશબોઈ ભરેલું, અને તમાંમ નેકી ભરેલું બરતર બેહેશત છે.

**અવસ્તા.**

અએતેમ દાતેમ યિમ વી દુયમ જરથુશ્ત્રેમ ઉપઇરિ અન્યાઇશ સ્ત્રવાઇશ મસનચ વંઘહનચ સરયનચ.

## અવસ્તાનો સાર.

બદ રાહોથી અલગ જરથોશતનો એ મજહબ, તે બીજાઓના કલામોની ઉપર ઘણો બુજોરગ, ઘણો બરતર, અને ઘણો નેક છે.

વંદીદાદ મધેનો પેહેલવી ફકરો.

### પેહેલવી.

અવસ્તાક યશતંન વનાંહ બના અજરૂનેદ; કનકે ગો યકનીમુનેદ, મેન અવસ્તાક પેદાક:—હઈયેમ અષ-ઉઅનેમ બવતેમ.

### પેહેલવીનો સાર.

અવસ્તાથી આરાધનાં તથા બંદગી કરવી ગુનાહની બુનો બેખને ઉખેડે છે અને સવાબકાર થાએ છે. અવસ્તાથી બોલ્લું છે કે, અવસ્તાનો પઢનાર જાહેર સતીઅ સવાબી થાએ છે.

ઉપલા અવસ્તા તથા પેહેલવીઓના દાખલાઓ ઉપરથી તમો ભાઇઓની પુરી ખાતરી થાઈ હશે કે, આપણ જરથોશતીઓને, આપણાં ધરમને ઓલખાવનાર જે માંથ્ર ભાષા, તેજ ભાષા મધે બંદગી કરવાનો આપણને, આપણાં પેદા કરનાર ખાવંદનો, હોકંમ છે. જુવો અવસ્તા મધે બંદગી કરવાના કેટલા ફાએદા છે.

૧ લું, અવસ્તાથી બંદગી કરનાર બરતરીએ પોહોંચે છે, સંતોષી થાએ છે, અને સારો સવાબી નફો હાંસેલ કરે છે અને દુનીઆ મધે મોહોટાઇ હાંસેલ કરે છે.

૨ જું, અવસ્તાના પઢનારને પવીત્રાઇથી ચાલવાની ખાહેશ થાએ છે, અને સચાઈ ઉપર ચાલવાની ટેવ પડે છે.

૩ જું, અવસ્તાથી બંદગી કરનાર દુનીઆઈ તમાંમ બલાઓથી, તથા તમાંમ રોગ આજારથી બચે છે, કારણ કે, એમ થવાનો સબબ કુદરતી કલાંમની બાંધનીની ખુબી છે. અને એ કલાંમ અજમતી છે.

૪ થું, એ અવસ્તાથી તમાંમ બુરી ખસલતોનો નાસ થાએ છે.

૫ મું, એ અવસ્તા પઢવાની અજમતથી ગુનાહની બુનો બોબ ઉપટી જાએ છે.

૬ ઠું, એ અવસ્તા આપણને સારે મારગે ચલાવીને સવાબકાર કરે છે, તેથી સારાં કાંમો થાએ છે, અને તેથી દુનીઆ મધે નામવરી મેલવાએ છે.

૭ મું, એ અવસ્તા પઢવાથી આએ દુનીઆંની મોહોટી દોલત જે તંદરોસ્તી તે, આપણાથી મેલવી શકાએ છે.

૮ મું, એ અવસ્તા પઢવાથી દોજખના અજાબથી છુટવું થાએ છે.

૯ મું, એ અવસ્તા પઢવાથી બદબખતીનો દાહાડો હોએચ તો, સવાબનો જોર પોંહોંચેઆ પછે, નેક બખતીનો દાહાડો થાએ છે; અગર પુરો બદબખત હોએ છે તોપણ તેની આબરૂ સચવાએ છે.

૧૦ મું, એ અવસ્તા પઢેઆથી, આપણને જે પેદાકરનાર અશો અહુરમજદ, તેનાં કદંમ નીચે જાઇ

બરતર ગોરોથમાંન જેવું રોશાન, ખુબી ભરેલું, અને અ-ઠાગ ખુશબોઈ ભરેલું મકાન આપણે હાસેલ કરીએ છે-ઇએ.

અવસ્તાથી બંદગી કરનારને ઉપર જણાવેઆ પ્રમાં-ણેનાં બરતર ફાએદાઓ હાંસેલ થાએછે; અને અવસ્તા ઉપર ઇમાંન નહી રાખનારા તથા તેને નહી પઢનાંરા જ-રથોશાતીઓને આએ દુનીઆં મધે બેચેની, અસુખ, અને બેઇજતી થાએ છે; અને ગુજરવા બાદ સોહા, ગં-ધીલું, અને આફત અને હારમારી ભરેલું દોજખ તેએ હાંસેલ કરેછે.

ભાઇઓ! તમો નજદીક હમોએ, અવસ્તાથી આ-રાધનાં કરવાની ખુબીઓ વીશે બએઆંન કરી જણાવીંઊં; અને તે સાથે અવસ્તા કલાંમની બુજોરગી, બરતરી, દે-લાવરી, ગાલેબી, ફતેહેમંદી મજબુતાઇ, અને નેકી વી-શેનું બએઆંન પણ કરી સહમજાવીંઊં; એ સઘલા ઉપ-રથી તમો નેકનાંમ બેરાદરોની પુરતી ખાતેરી થઇ હશે. એ અવસ્તાનું પુરાતંમપણું અને અસલીઆતપણું કે-આરથી અને કોણથી છે તે વીશે, તમો ભાઇઓની વધારે ખાતેરી થવા કીજે, હવે હું બએઆંન કરૂ છું.

મજદ યસ્નાંન ધરસથો! આપણે જે પવીત્ર મજ-દયસ્ની દીન પાલીએ છઇએ તે, પરથમ પાક યજદાંએ, મીનોઇમાં જારી કરી હતી. એ દીનના કલાંમ "માંથ્ર" યાને અવસ્તાજ હતા; એવું આપણાં અશો પેગંમબરને, પેદા કરનાર અહુરમજદે નીચે પ્રમાંણે જણાવ્યું છે:—

**અવસ્તા.**

મઇન્યોઉશ મજદા પઉરવીમ સ્પેંતહીઆ.

**અવસ્તાનો સાર**

હોરમજદે પ્રથંમ અવસ્તા વાંણીની વરધી મીનોઇ યાને આસમાંની દુનીઆંઓમાં કીધી.

**અવસ્તા.**

બધ અએષ આસ અહુનહેર વઇરીહેર સ્પિ-
તમ જરથુશત્ર યદ તર્ ફ્રા વઉચિમ પર અસ્મેમ.

**અવસ્તાનો સાર.**

એ સ્પેતમાંન જરથુશત! અહુનવરના યાને માજદયસની દીનના એકવીશે નોસકોના ભાગો, જે મે તુને કહેઆછે તે, આસમાંન પેદા થવાની આગમચ હતા.

ઉપલા અવસ્તાઓનાં બએઆંનથી સારી રીતે માલુંમ પડે છે કે, હાલ અપણે જે ધરમ પાલીએ છીએ તે, અને તે ધરમ લખાએલી અવસ્તા ભાષા, એ બંધે મીનોઇથી ચાલુ થાએલાં છે. હવે, આએ દુનીઆં મધે એ બુજોરગી તથા બોલંદી ધરાવનાર ધરમ તથા ભાષા, કેઆરથી અને કોણથી ચાલુ થયાં છે તે હું જણાવું છું.

મજદયસની ધરંમ તથા એ ધરંમ લખાએલી "માંથ્ર" ભાષા, જરવાન દરેગો ખદાતેનાં, આએ દોરનાં પેહેલાં આદમ અથવા પાદશાહ ગયોમરશથી ચાલુ થએલાં છે. પરથંમ એ બુજોરગ અવસ્તા, આએ ફાંની દુનીઆં મધે તે પઢેઓ હતો. તેના જમાંના પછે પેશદાદ હોશંગ, દેવબંધ તેહેમુરસ, ખોરેહેમંદ જંમશેદ,

મોબદ ફરેદુન, મીનોચેહેર, આગાહમંદ કાઉશ, બેમરગ કેખુશરવ, કએ લોહોરાસ, એ સઘલા સાહેબોબી તે ગયોમરશનાજ તરીકા ઉપર ચાલતા આએઆ હતા, અને શરવેઓએ પોતાના દોરમાં એજ બુજોરગી ભરેલો ખોદાઈ ધરમ ચલાવતા આવેઆ હતા. તે સાહેબો આએ ફમીની દુનીઆ મધે પોતાની મોહોટી યાદગારી જે મુકી ગએઆ છે તે, એ બુજોરગ ધરમની ખુબીથીજ મુકી ગયાછે. ઉપલા નામાકીત સાહેબોને જે ધરમ વારેદ થતો હતો તે, પવીત્ર મીનોઇ ફરેશતાઓથી વારેદ થતો હતો. હેવું આપણા પવીત્ર ધરમ પુસ્તકો મધે લખેલું છે તે હું નીચે જણાઊં છું.

### આવસ્તા.

કદ હુમતેમ અષવનેમ મનશ પઉઇરીઓ કદ હુખ્તેમ માંગ્રોસ્પેંતો કદ હુઅરેશ્તેમ સ્તઉતાઇશ અષ પઉઇરીઆઇશ દામે બીશ.

### આવસ્તાનો સાર.

જેહેવી કે અશોઇની નેક મનશાનીને, (યાને હુમતેના પાએઆની દીનને) જેહેવી કે બુજોરગ અવસ્તા વાંણીની નેક ગવશાનીને, જેહેવી કે શેતાએશ અને સવાબની નેક કોનશાનીને, પેદાએસના પેહેલાએ (યાને ગયોમરદે) પ્રથંમ વમાશી.

### આવસ્તા.

આઇ અષાઉમ જરથુશ્ત્ર મન પરથવાચ ચિસ્તિચ યાઇશ આ અષાઉમ અંઘહુશ પઉઉરૂયો બવદ યથાચા અંઘદ અપેમેમ અંઘહેઉશ

## અવસ્તાનો સાર.

અએ અશો જરથુશાત ! માહારી અકલ, દાનાઇનાં જે તે પવીત્ર કલાંમ જેહાંનમાં પ્રથંમ જાહેર હતા ; તેજ એ છે જેહાનમાં આખેર સુધી.

પેહેલવી દીની કરદ મધે લખેછે કે :—

## પેહેલવી.

વ સ્તાઇહા દઇન ગયોમરદે પરતુમ ગબના પવંન અંગરદી બુન દક પદીરફ્તારીએ મેન દાદાર અનહુમા વ વાહજે વજારદારીએ દઇન નપરામંન જમાંને. વ પવંન મીનીદારી વ પદરા વાનીદારીએ દરૂજે જક જમાને વ પેતીઆરે અવશા મેન દાદાર હમુક મીનશાને હમાક જક અનહોમા દીન ગોબશાને પરતુમ.

## પેહેલવીનો સાર.

અને આએ દુનીઆમાં પેહેલા પુરૂશ ગયોમરદે સરવેથી પ્રથંમ તે દીન દાદાર હોરમજદથી કબુલ કીધી- અને પોતાના જમાનામાં જાહેર રાહ આપવાને અને વીચારવાને વાસ્તે, અને તેથી કરીને તે વખતનાં દેત તથા રાક્ષશોને ટાલવાને, તે દીન દાદાર અહોરમજદથી સંમપુરણ વમાસવી તથા સંમપુરણ તે અહુરમજદી દીનને પ્રથંમ પઢવી કીધી.

## પેહેલવી.

પરતુમ દીન પદીરફ્તારીએ મેન દાદાર ગાયોમરદે મરદુમ બુન પરતુમ તીના મલકા જાનુનત. પ-

વંન કુનશને દીન વો ગેહાંન વીનારશને વ વીશએ-
શને રેપાગી.

### પેહેલવીનો સાર.

દાદાર અહુરમજદથી પ્રથંમ દીનને કબુલ કરનારો ગયોમરસ આદંમ સુરૂઆતનો પેહેલો ગેલશાહ હતો, તે-
ણે દીનનાં કામોથી દુનીઆંને સુધારી અને રેવાજને સ-
મારીઓ.

### પેહેલવી.

મદમ ચસુન મકદરૂનંદ પેતાંમબરાંને પેશ
મેન જરતોહશત ગોમન દીન ચસુન જાતુનતે
અવીઝ વ હુપરવરદ જરતોહશતે સપેતામાંન વ-
મવન જાતુનતે આહેર આહેર જાઇતગુનતારાંન.
હમ અવીઝ શપીર દીન આગ મેન પેતાંમબરાંન
ફરેસ્તગાંન. વ દીન પદીરફતારાંન જાનુનત મવન
અંગરદી બુન દક પદીરફત, ચસુન ગાયોમરદ જા-
નુનત, મવન દરોશતે અજશ ચસુન મસી વ સા-
મક વ હોશંગ વ તહમુરપ વ જમ વ ફરેદુન વ
માનશચેહેર સામે કએઆંન અહુનચ કબદ પે-
શાવાઇએ દઇને જમાને અવશાંન પદીરશને પસ-
જગીહા દઇને અંબામ વો કરદ વાદુનતંન.

### પેહેલવીનો સાર.

આગલા જમાંનામો જરથોશતની આગમજના પે-
ગંમબરોને એ દીન કબુલ કરાવી હતી, જેઆં શુધી પાક
અને નેક રવાંન જરથોશત સપેતમાંન આયો તેઆં તુ-
લીક. અને જેઓ પાક ભલી દીન લાવનારા પેગંમબરો

એક બીજા પછે પેદરપે આવ્યા, તેઓ પેગામના લાવનાર ફરેશતાઓથી દીન કબુલ કરનાર હતા. જેમકે સરવેની પ્રથંમ તે દીન જેહેવી કે, ગયોમરસે કબુલ કરી હતી, કે જેથી તે ગુનાહથી છુટો હતો. તેજ મીસાલે મસી, શીઆંમક, હોસંગ, તેહેમુરસપ, જંમશેદ, ફરેદુન, મીનોચેહેર તથા બીજા ઘણાએક બુજોરગ કએઆંનીઓએભી તેઓની પેશવાઈનાં જમાના મધે લાએકીથી કબુલ રાખીને વખતે વખત (દરેકે પોતાના દોરમાં) તે દીન અમલમો લાવવી કીધી હતી.

ફારસી હફ્તાદો હશત પુરશેશ કેતાબ મધે લખે છે કે:—

## ફારસી.

બાએદ દાનેસ્ત કે એબતેદાએ આદમ અજ જમાને હજરત કએઆમરસ તા બ સલતનતે લોહોરાસ્પ દીને પોરીઓ દકેસી વ ખુરદેહ અવસ્તા વ ખુરસીદ નીઆએશ વ મેહેર નીઆએશ વ અવસ્તાએ દસ્તો રોએ વ હમે આફરંગાંન મેસલે ઈનહા બુદ.

## ફારસી ફકરાનો સાર.

જાંણવું જોઈએ છે કે, આદમની સુરૂઆત હજરત કઈઉમરસના જમાંનાથી તે લોહોરાસ્પની પાદશાહી તુલીક, પોઇરીઓ દકેસી દીન તથા ખુરદેહ અવસ્તા અને ખુરસીદ તથા મેહેર નીઆએશ અને હાથ મોહોડું

ધોવાનાં નેરંગ કુસ્તીનાં અવસ્તા તથા સઘલાં આફરંગાંનો એ મીસાલેનું હતું.

ભાઇઓ! ઊપલા અવસ્તાના તથા પેહેલવી ફારસીના ફકરાઓથી તમારી ખાતેરી થાઈ હશે કે, આપણાં અશો પેગંમબર જરથોશતને, પાક યજદાંએ જે મજદયસ્ની ધરંમ, અવસ્તા જબાંનમાં લખાએલો, આપેઓ છે; તેજ ધરંમ, તેજ ભાષામાં, આપણા પેહેલા આદંમ ગયોમરસ્નને આપેઓ હતો. અને તે ગયોમરસે દુનીઆં મધે તેનો રેવાજ આપેઓ હતો. વલી એજ ધરંમ, મશી સીઆંમક, હોશંગ, તેહેમેરસ્પ, જમશેદ, દરેદુન, મીનો ચેહેર, કેખુસરવ અને લોહોરાસ્પ જેહેવા દુનીઆંને આબાદ કરનાર પાદશાહો કબુલ રાખતા આવ્યા હતા, અને એ પવીત્ર ધરમની જે પવીત્ર અવસ્તા ભાષા, તેજ ભાષા મધે બંદગી પણ કરતા આવ્યા હતા, અને એ પવીત્ર ધરમનો રેવાજ પણ દુનીઆં મધે એ શાહેબોથીજ પ્રશીધ થયો હતો. જેમ આપણે હાલ ફરજીઆતની બંદગી કરીએ છઇએ તેમ, તે સાહેબો પણ કરતા હતા. એવું ઉપલા મોતેબર દાખલાઓ ઉપરથી ચોકસ થયું છે. તેઆરે હવે, તમોએ વગર શકે સહમજવું કે હાલ જે આપણે અસલ તરીકા પ્રમાંણે, આપણાં અશો પેગંમબરનાં ફરમાવેઆ મુજબ, અવસ્તા મધે જે તરીકાથી બંદગી કરતા અવ્યા છઇએ, તેજ તરીકાથી હાલે પણ, કરીઆ જવું જોઇએ છે. હાલે કેટલાક સાહેબો એવો વાંધો લીએ છે કે, જેમાં કસુ આપણે સહમજીએ નહીં તેમાં બંદગી કીધેલી કાંમની શું? તો તેઓએ જાંણવું જો-

ઇએ છે કે, જેઆં આપણી પોતાની અને આપણ લોકોના રેવાજની ખાંમી; તેઆં અવસ્તાઓની બંદગીઓએ શું તકસીર કીધી કે આપણે તેનાથી દુરી પકડીએ? ભાઇઓ! આપણ લોકોની મોહોટી ચુક છે કે ધરમ સહમજવાની, સીખવાની કે સીખવવાની અપણે કશી કાલજી રાખતા નથી, તેથી આપણ લોકોની હાવી હાલત થાએ છે. માટે, એવા વીચારો કરવા કરતાં જલદીથી, જે ઉપાએથી આપણાં ધરમને કસ્સો દાગ ન લાગે તે ઉપાએઓ લઇને, જે જે આપણ લોકોનાં બંધંનની ખાંમીઓ હોએ તે તે એક સંપીથી કાઢી નાખવી જોઇએ છે. આપણાં લોકોમાં મોહોટી અગત્ય અવસ્તાની નીશાલોની છે. તે નીશાલો એવી થવી જોઇએ કે, ત્યાં કાબેલ ઉસ્તાદોથી, બાલકોને ધરંમ સંબંધી, દરેકથી ચઢતી સારી કેલવણી આપવી જોઇએ છે. અંને તેજ નીશાલો મધે સુધ્ધ અવસ્તા તથા તેની માએનીનો સાર, જેટલું તે બાલકોની સીખવાની ફરજ છે તેટલા સુધીનું સીખવવા મધે લાવવું જોઇએ છે. જો એવી રીતે આપણ લોકો એક સંપીથી હાવી નીશાલો ઘટતે મઠકે સ્થાપે તો, ખોદાની મેહેરબાંનીથી ચંદરોજમાં, આપણ લોકોની બંદગીની હાલતમા સુધારો થયા વગર રેહે નહી; પણ એવાં ભાએગ કેઆંથી લાવે? આપણ લોકો બાલકોને પેટભરૂ ભાષા સીખાડવા પછવાડે સેંકડો રૂપીઆનો ખરચ કરે છે, અને આપણો ધરમ સીખાડવા પછવાડે, તે મધેનો એક ભાગબી ખરચ કરતા નથી, એ આપણ લોકોની કેટલી મોહોટી ભુલ છે? જેમ દુનીઆઇ ધંધાને

સારૂં ખરચ કરી બાલકોને કેલવણી અપાએ છે, તેમજ જો મીનોઇ ધંધાને સારૂંબી સરખો ખરચ કરવામો આવે તો, તેથી ધરમ બાબે ઘણોજ મોહોટો સુધારો થાએ, અને વલી તે શાથે શારી હાલતો ભોગવી, પેલી દુનીઆં મધે, પાક યજદાંની શનમુખ શુરૂખ રોહી શાથે ઉભું રેહેવાને બને. એથી બીજું આપણ લોકોને શું જોઇએ છે? માટે, માહારા હમદીન બેરાદરો! હવે તમો આપણાં પવીત્ર ધરમની ખુબી સહમજવાની કાલજી રાખો! અને તમારાં બાલકોને પણ ધરમ સીખાડવાની તથા સહમજાવવાની કાલજી રાખો! કારણ કે, તમારી કાલજી વણાં એ પુરાણા નેક ધરમને નકામાં ટાંણા શોશવા પડે છે. જુવો બુજોરગ ઓલાદના ભાઇઓ! તમોને ધરમ શીખવાની તથા સહમજવાની મોહોટી ફરજ છે, અને તેજ પ્રમાંણે તમારાં ફરજંદોનેબી શીખવવાની ફરજ છે; કારણ કે ધરમ જે છે તે આ દુનીઆં મધેની શરવેથી શરશ ચીજોમાં શરવેથી મોહોટો દરજજો ધરાવે છે. ધરમ વડેજ આ દુનીઆને માંન છે. ધરમ વડેજ મણુસ્ય માત્રનું જીવતર છે. ધરમ નીતીનું મુલ છે. ધરમથી મણુસ્ય, મણુસ્યગરીમાં રેહે છે, અને ધરમથીજ ખોદાતાલાની પીછાંણીઅત થાએ છે. મણુસ્યને પોતાના કરતુક મુજબનું ફલ ચાખવાની વકી ધરમથી છે. મરણ પછીની હાલતનો વીચાર તથા બેહેશત તથા દોજખનાં બયાનના ચીતાર મણુસ્યને ધરમેજ જણાવ્યા છે. ધરમ એ પાક યજદાં શાહેબનો કાએદો છે, અને તે કાએદાને માંન આપનાર ખોદાતાલાની દરબારમાં શુરૂ-

બ્રૂહ રેહે છે. આ દુન્યાં મધ્યે મુસાફર તરીકે આવેલા આદમને, પોતાનું શદાનું શુખ મેલવવા તથા પોતાનાં પેદાકરનારને મલવા કરતાંને બીજું શું વધારે હોય ! આ દુન્યાં મધે આપણે દુઃખ ભોગવ્યે તેની કાંઈ ચીંતા નથી. આ દુન્યા મધે દરેક પ્રાંણીને થોડું કે ઘણું દુઃખ ભોગવવું શરજેલું હોએ છે. નશીબવાંન તેજ શખ્શ કે, જે પોતાનાં મરણ પછેનું શુખ હાંસેલ કરવા પાંમે. આપણો ધરમ આપણને બેહેશતની ઉમેદ આપે છે. તે આપણું તારણ કરવાને તથા દોજખથી છોડવવાને શઘલી પાંતીએ શકતીવાંન છે. આપણાં તારણનો જામીન છે. તે ખોદાઇ દરગાહમાં પેહેલ ભોગવવાનો હક ધરાવે છે. ખોદાઈ દરગાહનો તે આપણો વકીલ છે, અને તેનીજ બાંએધરી હેઠલ આપણે એ પવીત્ર દરબાર મધ્યે જવાનાં. તેની સાહેતા વનાં આદમ લાચાર ! તેજ આપણો વીસ્વાસુ ભોમ્યો ! તેજ આપણાં દુઃખમાં ખરો હમશારીક ! તેજ આપણી ઉમેદનો આધાર ! હવે એથી શું આપણને વધારે બેહેતર છે ? આપણાં ધરમ સેવાએ એવું કીઊં બીજું છે કે જે આપણને તે કીરતારની નજદીક પોંહોંચાડવાનો દાવો કરે ? જે ધરમ આપણને સદાની પાદશાહી બક્ષવાનો, તેને આપણે કેહેવાં માંનથી પાલવો જોઇએ ? તેને માટે આપણે નહી શું કરીએ ? જે કરીએ તે થોડું છે. માટે, માહારા હમદીનો ! આપણાં ધરમને પાછો ખીલવવાને વાસ્તે હવે જલદીથી તમો કોશેશ કરો, કે તેથી પાક યજદાંની નજદીક તમો પ્યારા થવો.

હમદીન જરથોશતીઓ, જે ધરમ માટે આપણે આપણો પ્યારો તથા કીરતીવાંન દેશ તથા વેશ ખોહેઓ, જે ધરમને માટે આપણાં બાહાદુર નયાગાંન જાન કોરબાંન કરી ગયા, અને જે ધરમ આપણને સદાનું શુખ આપવાનો જામીન છે, તે ધરમ આજે આપણી કાલજીની ગેરહાજરીથી કંટાલે છે, તથા તે આપણી બેદરકારીથી નબલી હાલતમાં રહી જાએ છે; માટે તમો કીરતીવાંન જરથોશતીઓ ! હવે તમો બેદાર થાઓ, તમારા એકીનનાં ચેરાગને વધારે રોશંન કરો, તમારી શુસ્ત લાગનીને ઉસકેરો, અને પાક, બેશક માજદયસ્નીદીનનાં ભલાં ખાતર કોશેશ કરવાની કંમર બાંધો ! કે જેથી દાદગર અશો હોરમજદ તમારી ઇજતમાં વધારો કરે, તમારા ધંધા રોજગારમાં બરકત થાએ, તમારી આલ અવલાદનું વધવું બને, તમારી જે જે હરકતો તથા ખરાબીઓ હોએ તે નાબુદી પકડે, અને સેવટે મીનોઈ જેહાંનમાં હમેશાનાં શુખની અશાએશ ભોગવવાનો એક મોહોટો તોશો બને આમીન ! આમીન !



પાક પરવરદેગાર સાહેબની મદદ હોજો.

મજદયસ્નાંન નેક બખત ભાઇઓ !

હમોએ ગઈ પરમ દને તમો દીનદારો નજદીક, બંદગી કેઈ જુબાંનમાં આપણને કરવી જોઇએ? તે જ.

બાંનમાં કરવાનું કારણ શું? બીજી જુબાંનમાં નહીં કાંએ કરવી? એ વિશે, તથા અવસ્તા જુબાંનનું પુરાતમપણું, તથા તેની બુજોરગી વિશે, વાઆજ કરીને વધારે ખોલાસાથી સહમજાવ્યું હતું.

હવે, આજદને "ગાથા" એ શું? "ગાથા"નાં દિવશ કેટલા? એ "ગાથા"નાં દિવશો આરાધના કરવાને લાએકના છે કે નહીં, અને હોએ તો તેની ખુબી શું? એ "ગાથા"ના દિવસો બીજા દિવશો કરતાંને બુજોરગીમાં મોહોટા શા કારણે કેહેવાએ છે? તથા "વેહેશતો ચશત ગાથા"નો દિવશ બીજા "ગાથા"ઓ કરતાંનેબી વડપણ ધરાવે છે તેનું કારણ શું? અને એ બુજોરગ દિવશો ઉપર આપણ જરથોશતીઓને શું શું ફરજ લાગુ થાએછે? એ વીશેનુ બએઆંન, હું તમો નજદીન જણાવું છું.

ભાઇઓ! આવતી કાલ દનેથી તે આવતા છઠા દિવશ સુધીના દિવશોને આપણે "ગાથા"ને નાંમે ઓલખ્યે છીએ.

એ ગાથાનાં પાંચ દીવશોને "પંજીએ મેહ" યાને બુજોરગ પાંચ દહાડાને નાંમેબી ઓલખવામાં આવે છે. વલી, એ દહાડાને પવિત્ર અવસ્તા મધે "હમસ્પથમએદેમ" યાને "શુરજનું માપ બરોબર કરનારા દિવશ" કરીને આપણને ઓલખાવેઆ છે. "ગાથા" એ નાંમ, ત્રણ બાબદોને લાગુ પડેછે. પેહેલું તો એ કે, સુરજને, બારે રાશી મધે ફરી પોતાનો દોર પુરો કરવામાં દર રાશીના ૩૦ તરીસ દિવસની ભરત લેતાં ૩૬૦ દિવશ ખ-

લાસ થતે તેની છેલ્લી મીન (સફંદારમદ) રાશી શુરજનું માપ ભોગવવાને ૧૨૬ કલાક ખુટ રાખેછે, તે રાશીની ખુટના પુરાવા માટે કુદરતે આ "ગાથા"નાં પાંચ દિવસોનું ભરણું ૧૨૦ એકસો વીસ કલાકમાં આટપી બાકીનાં ૬ છ કલાકની ખુટની પુરવણી અદીક માસ ઉપર મુકરર રાખેલી છે. હાવી પવીત્ર મતલબની વીગતે કુદરતે આપણાં ધરમની શરતે એ ગાથાના પાંચ દિવશ, તેની છેહેલી રાશીના પુરાવા માટે ગણી, તેમ માંણવાને આપણને જણાવ્યું છે; તે કસરની પુરવણી વાલા દિવશોને **"ગાથા"**નાં દિવશોને નાંમે, આપણા ઓલખવા મધે આવે છે. બીજું એ કે, આપણાં પવીત્ર ધરમની પવીત્ર ભાષાને ઓલખાવનારાં નાંમો મધેનું એક નાંમ છે, કે જે "ગાથા"વાંણીને નાંમે ઓલખાએ છે; કે જેનું બએઆંન, ટુક પણ મજબુત દલીલોથી, ગઇ પરમ દિને તમો સાહેબોને ખોલ્લું સહમજાવ્યું છે. તરીજું એ કે આપણી કેટલીક નામીચી બંદગીઓને ઓલખાવનાર નાંમ છે; જેમ કે, હોનવદ ગાથાના હા, ઓશતવદ ગાથાના હા, ઈતીઆદીની દરેક બંદગી.

જેમ બીજા દહાડાઓની ઓલખ અને તેમનું મવકલીઆતપણું, દર દહાડે જુદાં જુદાં નાંમોથી કુદરતે ખેલ્લું જણાવ્યું છે તેમ, એ "ગાથાનાં" દિવસો પણ તેની રાસીની ભરતી લાવનારી ઓલખ તથ મવકલીઆતપણુ ૧૨૦ કલાક મધે દર બાંમદાદ લાવનાર જુદા જુદા પાંચ નારી જાતી ફરેશતાઓનાં નામોથી પાક યજદાંએ જણાવેલાં છે. અને તે દરેકનાં છુટાં નાંમો

નીચે મુજબ અપાએલાં છે. જેમ કે:—પેહેલું, "**હો-નવત,**" બીજું, "**ઓશતવત,**" તરીજું, "**સ્પેંતો મદ,**" ચોથું, "**વોહુ ખષથર,**" પાંચમું, "**વહેશ-તો ઇશત.**" એ પાંચ "**ગાથા**"ના નાંમો સિવાએ આપણાં ધરમ પુસ્તકો મધે બીજાં કાંઇ નાંમો જણાવ્યાં નથી. જુવો, અવસ્તા મધે "**ગાથા**"ના દહાડા ફકત પાં-ચજ જણાવેલા છે.

**અવસ્તા.**

વીસ્પચ પંચ ગાથાઉ અષઉનીશ યજમઇદ૬.

**અવસ્તાનો સાર.**

સઘલા **પાંચ અશો** "**ગાથા**"ને હમો આરાદંયે છીએ.

ઉપલા અવસ્તાથી સપશટ થાએ છે કે, "ગાથા"ના દિવસો માત્ર પાંચજ છે. જો વધારે હતે તો, આએ ઉપ-લા પવીત્ર ફકરા મધે ફકત ગાથાઓનું સરવાઈઊં પાંચની-જ સંખેઆ ઉપર નહી આવતે.

પેહેલા ગાથાને, કુદરતે "અહુનવત" હેવું મુબારક નાંમ આપેલું છે. એ શબ્દ અવસ્તા ભષાનો છે, જે ગાથાના પેહેલા દહાડાનો નારી રૂપી મવકલ ફરેશતો છે. "**અહુનવત**" શબ્દનો ચોકસ અરથ "**અહુનવર**" એટલે કે, તે "છતાપણાંનો ગુણ રાખનાર" તથા "હસ્તી-નો ભેદ ધરાવનાર" એક ઇશ્વર શકતી છે. આએ બેમુલા ભેદી કલાંમ ઉપરથી ખોલ્લું જણાએ છે કે, જેમ કોઈ એમારત ઉઠાવવાનું કાંમ, તેને બંધ બેસ્તાં હથીઆરોથી મચી શકે છે તેમ, નુરી તથા ખાકી કુલ્લે પેદાફશાની હ-

સ્તી ખોટ્લી અને બરપા આવવાનો સબબ, કુદરતનું કુદરતી આલાત, (યાને હથીઆર) માત્ર તેનો બેમુલો અને ઉમદા ભેદ રાખનારો "અહોનવત" છે. એ અહુનવરની ખુબીની બરકતથી નુરી તથા ખાકી એ બેહુ દુન્યાનો સેલસેલો જાહેર થવાનો સબબ થયો છે, અને તે વલી સીહા તતવનો નાસ તથા ખોહારી કરી, સેવટે તેને સઘલી પેદાએશ મધેથી ગુંમ કરી નાખી, તેનો બદલો મેલવી આપનારી કુદરતી કમાલીઅત ભરેલી એક કલા છે, જેનું વીગતે બએઆંન, એ અહુનવરની બંદગી મધે, ઘણું અસરકારક જણાવેલું છે; પણ તે આએ ટુક વાઆજમાં સઘલું સમાઇ શકાતું નથી.

૨ જો, "ઉશ્તવત" એટલે જે "શાબાશીની ખુબી વાલી ઇશ્વર શકતિ," હેવું નાંમ બનેલું છે, અને તે "આત્મા અથવા રૂહ જેહેવી નેકીનાં શોકરાનાં વાલી કલા," યાને "શોકર અને શાબાશી ભરેલી ખુબીનો ભેદ ધરાવનારી ઇશ્વરી કલા," અને "નેકી, શાબાશી ભરેલો ગુણ રાખનારી તદબીર" ઇતીઆદી. એવીરતનું ઘણીક મતલબોનું પુરતું બએઆંન, એ "ઉશ્તવત"ની બંદગી મધે જણાવેલું છે, તે પણ અત્રે સમાવી શકાતું નથી.

૩ જો, "સ્પેંતોમદ" એટલે કે, "વધાઇનો ભેદ ભરેલો ગુંણ રાખનાર ઇશ્વર શકતિ," ઇઆને નુરી તથા ખાકી પેદાએશ માત્રની વધાઇ, યાને ઇનસાફ, અક્કલ, ઈનસાંન, વિદયા હોનરની જાંણ, હદીઓ, બક્ષેશ, અપ્રાઈ, આગાહી, બડાઇ ઇતીઆદી ગેબી નેસાર યાને વધાવો, તથા અનદીઠ વધાઇની નાંમબનાંમ ખુબી ભરેલા ભેદનો

અસરકારક વિસ્તાર પુરતી રીતે એ "સ્પેંતોમદ"ને લગતી બંદગીઓ મધે જણાવેલો છે, તે પણ અત્રે સમાઇ ન શકવાથી હમો લેઇ શકયા નથી.

૪ થો, "વોહુક્ષથ્ર" એટલે કે, "ભલાઇ ભરેલી હકુમત શકતિ" અથવા "ભલી ખુબીવંતી રાજયનીતી શકતિ" અથવા "સુંદર રાજ્યની રીજવનારી ચલકતી બાંણ, તથા તેનું બરકતી ચલણ." યાને ઇંનસાફ અને ટોલમાં સચાઇની ફતેહ, ભલાઇનો કુદરતી વગર પીટાનો અખુત બદલાનો વધારો અને પુષ્ટી, અને દુશમની ભરેલાં તત્વોને વગોવનારી ફરમાં બરદારીભરેલી ઇચ્છા વાલી હીલચાલ જણાવનારી મુખત્યારી, ઇતીઆદી ભરંમ જણાવનારી કલાનો ભેદ રાખનાર, ખુબીઓનો વિસ્તાર વીગતવાર એ "વોહુક્ષથ્ર"ની બંદગી મધે જણાવેલો છે, તે પણ અત્રે હમો લઇ શકયા નથી.

૫ મો. "વહિશ્તોઇશ્ત" એટલે કે, "બેહેશતની પ્યાર શકતિ," "બરતર બેહેશતના સમુદાએનું બાહેરાપણું જાહેર કરનાર ભેદનો ગુણ રાખનાર શકતિ" ઇત્યાદી, જેની સરસાઇનો બોહોલો વિસ્તાર, જે એની બંદગી મધે જણાવેલો છે, તે પણ હમો અતરે લઇ શકયા નથી.

ઉપલાં પાંચે નાંમવાલા ગાથાઓનું થોડુંક સંમટોલ બએઆંન ઇજશનેના ૫૪માં હા મધે કુદરતે નીચે મુજબ જણાવેલું છે;—

**અવસ્તા.**

વીસ્પાડ ગએથાડસ્ચ તનવસ્ચ અજદેબીશાચ ઉશ્તાનાંસ્ચ કેહરપસ્ચ તેવીષીશાચ બડડસ્ચ

ઊરવાનેમ્ચ ફ્રવષીમ્ચ પઇરિચ દદેમહિ આચ વએેડયમહિ આઅદ દિશા આવએેડયમહિ ગાથા-બ્યો સ્પેંતાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઉનિબ્યો. યાઉ નોહેંતિ ગાથાઉ હરેથ્રવઇતીશચ્ચ પાથ્રવઇતીશચ્ચ મઇન્યુશ પ્યરેંથાઉસ્ચ યાઉ નો હેંતિ ઉરનફવએેમ પ્યરેથેમ્ચ વસ્તરેમ્ચ તાઉ નો બુયાંન હુમિઝદાઉ અશામિઝદાઉ અષોમિઝદાઉ પરો અસ્નાઈ અંઘુહફ પસ્ચ અસ્તસ્ચ બઉડંઘહસ્ચ વી ઉરવીશતીમ તા નો અમ તાં વેરેથ્રઘ્ન તા દસવર તા બએેષજ, તા ફ્રદથ તા વરેદથ, તા હઉઅંઘહ તા અઇવ્યાઊઅંઘહ, તા હુડાઉંઘહ તા અષવસ્ત, તા ફ્રારાઇતિફ તા વીદુષએ. ઉજ જમ્યાંન યાસ્તઉત યફસ્નય યથ હીશા ફ્રદથદ મજદાઉ, યે સેવિશ્તો વેરેથ્રજાઉ ફ્રાદદ ગએેથો પાથ્રાઈ અષહફ ગએેથનાંમ હરેથ્રાઈ અષહફ ગએેથનાંમ શુયમનનાંમ્ચ સઉબ્યંતાંમ્ચ વીસ્પયાઉસ્ચ અષઉનોસ્તોઇશ, વીસ્પેમ અષઉનેમ અય રતુક્રિતા હઉઆઉઅયંઘહ જસેં તેમ પઇતિ બશહિ હુમતાઇશ્ચ હુખ્તાઇશ્ચ હુઅરશ્તાઇશ્ચ.

### અવસ્તાનો સાર.

આખી જગતનાં તંન, જાત, જાંન, કાલબુદ, અખો, બોએ, રવાંન અને ફરવષી ( ફરોહર )ને પેઆર આપીએ છીએ, અને વલી તે જણાવીએ છીએ, હવે તેમને માટે જણાવ્યે છીએ કે, તે વરધી ભરેલા રાજય અધીકારી ગાથાઓથી છે. જેણી (ગાથાઓ) મીનોઇ સરદાર, હમોને મીનોઈ મધે મીનોઇ ખોરકથી પ્રવરેશ અ-

ને પાસબાંની કરનાર છે. અને જેણીઓ તનોમંદ જેહાનનીઘણી નજદીકમાં તનથી જાંન નીકલી ગયા પછી, હમારાં રવાંનને ખુદરતી ખોરાક અને પોશાક એ બેહુ અપનારીઓ છે. હમો તેણીઓથી નેક બદલો લેનારા, ઘણી નેકીનો બદલો હાંસેલ કરનારા, અને અશોઇનો બદલો પાંમનારા થાઇએ. તેણીઓથી હમોને હીંમત, ફતેહેમંદી, તનદરોસ્તી, આરાંમ, સુખ, નચીંતાઇ, બુજોરગી, પુષ્ટી મદદ, નેકસાહેબી, નેકનાંમી નેકીનું આપવું, સવાબનું હાંસેલ થવું, ઘણી દાનાઇનું હાંસેલ થવું, અને આધાહીનું પાંમવું, ઇજશનેથી વખાંણ કરવાએ, ઘણુંજ હાંસેલ થાએ. જે અહુરમજદ કે, નફા, ફાએદાનો બક્ષનારો. ફતેહમંદોનો ફતેહમંદ, દુનીઆંની વરધીનો કરનાર, દુનીઆંની પાસબાંનીનો કરનાર સરદાર, દુનીઆંને સફાઈ બક્ષનાર, અને ફાએદેમંદો કરતાંને ઘણો ફાએદેમંદ છે. તે સાહેબ એ ગાથાની આરાધાનાં કરનારાઓને (ઉપર કહેલી સઘલી નેઆંમતો અને) બુજોરગી બક્ષેછે. સઘલો અશોનો ટોલો અને સઘલા અશો સરદારો કે જેઓ નેક મનશની, નેક ગવશની, નેક કોનશનીથી ગાથાંની ઇજશાને તથા બંદગી કરે છે તેઓ, પોતાનાં રવાંનને નેક સાહેબીએ પોહોંચાડે છે, અને બુજોરગી મેલવે છે.

ઉપલા અવસ્તાથી, ગાથાના દિવશો ઉપર મવકલીઆત રાખનારા ફરેશતાઓની પુરતી બુજોરગી માલમ પડેછે કે, જેણીઓ મીનોઇ સરદારનો ખેતાબ ધરાવેછે, અને તેણીઓ આપણાં નેક કરતુક મુજબ આપણને "મીનો રોગન" યાને કુદરતી ખોરાક, કે જેથી આએ

દુન્યાની સઘલી માયા તથા ગમ વિસરાએ છે, અને તમાં-મ ગેબી ભેદનો પરદો ખોલ્લો થાયછે. તે ખોરાક આ-પનાર ફક્ત ગાથાજ છે, તથા મીનોઇ પોશાગનો સરોપાવ પણ તેણીઓથી મલેછે, અને તેણીઓ, તેણીઓની આ-રાધના તથા બંદગી કીધાથી, આપણને નેક બદલો આ-પેછે. વલી, તેણીઓની આરાધનાથી આપણને હીંમત, ફતેહમંદી, તંનદરોસ્તી, આરાંમ, બુજોરગી, મદદ, પુષ્ટી, નેક સાહેબી, નેકનાંમી, સવાબનું મેલવવું, દાનાઇનુ હાંસેલ થવું, અને આધાહીનું પાંમવું, હાંસેલ કરીયે છીએ. અને તેણીઓની આરાધના કરવાથી બેહેશત જે-હેવો મોહોટો ખજાંનો આપણે હાંસેલકરીયે છીએ.

ભાઇઓ ! આએ ખુબીવંતા ઊપલા અવસ્તાથી "ગાથા"ના દહાડાની ખુબીવંતી બુજોરગી, દબદબો, અને સરદારીપણાં વિશેની તમારી ખાતરી થઈ હશે. અને પુખત રીતે જાંણેલી હશે કે, આ દુ-ન્યાઇ દેહ ધઆને કાએઆ માત્રની ઉત્પંતીનો, અને તે મધે ગએબ જાંન, રવાંન, તથા ફરવષીના ઉતારાની શલાંમતીનો, અને તે વલી હદસર રહી કાએઆને ધોર કફંન કરી, રવાંન તથા ફરવષીને મીનોઇ મઠકે, ખુશ દે ખાવની હમેશગીવાલી પરવરેશમાં પસરી રેહેવાનો, સ-બબ તે માત્ર "ગાથા"જ છે. એમ ઊપલા અવસ્તાએ ભરૂસા ભરેલી રીતે આંપણને દેખાડીલી છે. ને બુજોરગ ગાથાઓની આરાધણાં તથા સેતાએશ, જેમ આપણે બીજા યજદ અંમશાસ્પંદોની, અષો અહોરમજદનાં હોકંમથી કરીયે છીએ, તેમ એ નુરી ગાથાઓનીબી

આરાધણા તથા સેતાએશ કરવાનો આપણને અષો અહો-રમજદનો તાકીદનો હોકંમ છે. એ ફરેશતાઓની આરાધણાં આએ બુજોરગ દહાડા ઉપરજ કરવાની તાકીદ નથી; પણ દર રોજ, આપણાં શરીરની શોભા માટે, તથા રવાંનની રાંમશાની માટે, કરવાની તાકીદ છે. જેમ આપણે આપણાં ભલાં ખાતર, અને આપણા બચાવ ખાતર, બીજા ફરેશતાઓની આરાધણાં કરીયે છીએ તેમજ, એ નુરી ગાથાઓનીબી કરવી જોઈએ છે. એ ગાથાઓના કલાંમો ઘણાજ બરકતી ભરેલા છે, એ ગાથાનાં કલાંમો ઘણી તંનદરોસ્તી આપનારા છે, અને એ કલાંમો ઘણાં અજમતી છે; તેમાં "અહોનવદ"નાં કલાંમો તો એટલી મોહોટી બુજોરગી ધરાવે છે કે, દરેક જરથોશતીની ગુજરેલી લાશ ઉપર, તેને કસી બુરી આસેબ ન પોહોંચવા શારૂં, એ કલાંમો પઢવાને આપણને અષો અહોરમજદે ઘણી તાકીદ ફરમાવી છે. અને એ બરકતી ભરેલા કલાંમોની બરકતથી ગુજરેલી લાશ ઉપર પઢતાં જો કાંઈ ખાંમી પડી હોય તો, તે ઘેહે સરાએલી નારવા લખે છે, તથા તે પઢનારા મોહોટા તકસીરવાર ગણાએછે. વલી, એ "અહોનવદ"નાં કલાંમોની બીજી ખુબી એ છે કે જો, કોઈ શખસ ઘણો આજારી પડયો હોએ ને તેને તંનદરોસ્તી કશાંથી ન થાતી હોએ તો, તે શખસની સાંમણે કોઈ પરહેજગાર અને અછી રીતે પઢી જાંણનાર શખસ બેસી, આતશ નજદીક રાખી, બેહેરાંમ યજદની બાજ લેઈને, એ "અહોનવદ"ની યજશનેનાં કલાંમો પઢે તો, તેથી તેને તુરત તંનદરોસ્તી થાએ

છે. તે સાથે એ પાંચે ફરેશતાઓ આપણાં અવસ્તાઓ ઉપરબી મવકુફ છે, તેનાં સબબથી અવસ્તા ભાષા "ગાથા"ને નામેબી ઓલખાએ છે. એ ઉપરથી પણ એ ફરેશતાઓની આપણે બંદગી કરવાને બંધાએલા છઇએ. માટે, હુ તમો ભાઇ સાહેબોને ભલાંમણ કરૂંછું કે, ગાથાના બુજોરગી ભરેલા દહાડા ઉપર, જે ગાથાનો દહાડો હોએ તે ગાથાની બશાનુમને તેની બંદગી કરવાની આપણને એન ફરજ છે; તેથી તે આપણ લોકોએ બજાવવી જોઇએ છે. અને એ દહાડા ઉપરાંત કોઇબી દિવશે જેમ, બીજા યજદ અંમશાસ્પંદોની નઇઅતે આપણે બંદગી કરયે છીએ તેમ, જો બની આવે તો બીજી બંદગીઓ સાથે, એ ગાથાનાં અવસ્તાની બંદગીબી કરવાને આપણ લોકો અમલમાં લાવે તો, આપણને ઘણુંજ ફાએદેમંદ છે, કાંએકે, એ બંદગીનો બદલો, આપણાં રવાંનના સંબંધમાં ઘણો મોહોટો છે. હવે, એ "ગાથા"ના દિવશો બીજા દિવશો કરતાં મરતબામાં વઢતા શા વાસ્તે છે, તેનાં કારણો હું નીચે જણાવું છું:—

૧લું એ કે, તમાંમ ખેલકતોને પેદા કરનાર પાક પરવરદેગાર સાહેબે તમાંમ ખેલકતો પેદા કરીને, એ "ગાથા"ના બુજોરગ દહાડા ઉપર આપણ આદમજાતની તખતી ઉભી કરી, સઘલી ખલ્કતો ઉપર આપણને સરદારી બખ્શીછે. જયારે, પાક પેદા કરનાર ખાવંદે, એ બરતર દહાડા ઉપર આદમને પેદા કરી તમાંમ ખેલકતો ઉપર સેરદારી બક્ષી, ત્યારે તેની ઉત્પંતી થવા-

નાં દહાડાઓને પણ સઘલા દહાડા ઉપર કુદરતીજ બુજોરગી થઈ છે.

૨જું એ કે, એ "ગાથા"ના પાંચ દહાડા, સુરજની રાશીના પોતાનાં છે. તે દિવશોની ઉત્પંતી, આફતાબ બારે બોરજમાં ફરી વલયાથી, જે લગભગ ૧૨૬) કલાકની કસર રેહેછે, તેમધેની ૧૨૦) કલાકની કસરથી થાએલી છે. અને એ પાંચ દહાડા, વરસના બારે મહીનાનાં દહાડાઓની કસરનાં, બલકે તેની છેલી રાશીમાં સુરજનું માંપ બરોબર કરી, રાત દહાડો સરખો લાવનારી બાહારની ફસલને જોડનારા છે, અને વલી એની ઉત્પંતી બારે મહીનાં મલીનેજ થયલી છે. એ સબબો ઉપરથી એ દહાડાઓ બીજા દહાડાઓની ઉપર, તેની રાશીમાં, સરવરી ભોગવેછે.

૩જું એ કે, "ગાથા"ના દિવશો ઉપર "હમસ્પથમેદેમ" (યાને સુરજનું માપ બરાબર કરનારી તથી) નાંમ રાખનારા ઘહંબાર પડે છે. અને એ ઘહંબારની બુજોરગી, આપણાં રવાંનોની ઉધરભવ તથા પરવરેશના સબબથી બીજા ઘહંમબારો કરતાં મોહોટી છે. એ સબબથી પણ "ગાથા"ના દિવસોની બુજોરગી ઘણી મોહોટાઈ પાંમેલી છે.

૪ થું એ કે, એ "ગાથા" ના દિવશો સફંદારમદ અંમશાસ્પંદને તાલુકે છે, અને એ સફંદારમદ આ પૃથવી પતી, તથા શુરજની છેલ્લી રાશી નાંમ કરનારી કુદરતી તદબીર છે. એ શબબો ઉપરથી પણ એ

દહાડાની બુજોરગી બીજા દહાડાઓ કરતાંને ઘણી મોહોટી છે.

૫ મું એ કે, દોજખી રવાંનોનો છુટક વરશના કોઇબી દિવશો ઉપર થતો નથી ; મગર એ ગાથાના બુજોરગ દિવશો ઉપર, એ દહાડાઓની બુજોરગીને માટે, પાક પરવરદેગાર સાહેબે કર્યો છે; જેમ એ પાંચ દહાડા મધે આદમની તખ્તી વાચા શકતીથી પ્રગટ થઈ છે, તેમજ તે ઇનસાંન માત્રનાં મુખ્તી પાંમેલાં તકશીરવાર રૂહોનો એ પાંચ દહાડા છુટક કરીઓ છે. એ શબબો ઉપરથી પણ એ દિવશોની બુજોરગી બીજા દિવશો કરતાં મોહોટી છે.

૬ ઠું એ કે, એ "ગાથા" ના દિવશો ઉપર પતેત તથા પસ્તાઓ કરવાની, બીજા દિવશો કરતાંને, વધારે તાકીદ ફરમાવેલી છે; કારણ કે, કોઈ માણસે આખાં વરસ સુધી પોતાનાં ગુનાહનો પસ્તાવો નહી કીધો હોએ ને પોતાની તખ્તી ઉભી થનાર એ બુજોરગ અને પવીત્ર દહાડા ઉપર જો સાચી નઇઅતથી પતેત યાને પસ્તાવો કીધો હોય તો, તે રેહેમનો ખાવંદ પાક યજદાં, તેના કીધેલા વરસ સુધીના ગુનાહને માફી બક્ષે છે. એ સબબ ઉપરથી પણ એ દહાડાની બુજોરગી મોહોટી છે.

૭ મું એ કે, એ "ગાથા"ના દિવશો ઉપર જે તેનાં નાંમબનાંમ પાંચ ફરેશતા મવકલ છે, તે પાંચે સાહેબોની મવકલીઆત કુદરતી મીનોઈ ખોરાક તથા પોશાક ઉપર છે. જે કોઇ સવાબકાર શખ્સ આએ ફાંની દુન્યાં છોડી મીનોઇ જેહાંનમાં વાશો કરે છે; તે વખતે તેણી-

ઓ તેનાં રવાનને "મીનોઇ રોગંન" નાંમનો ખોરાક તથા કુદરતી પોશાગ બક્ષે છે, અને તેણીઓનું એ દહાડાઓ ઉપર મવકલીઆત પણું છે, તેને લીધેબી એ દહાડાને મોહોટી બુજોરગી છે.

૮ મું એ કે, એ ગાથાના દિવશો ઉપર જેણી ફરેશતાઓ મવકલ છે, તેણીઓ અષો ફરોહરો ઉપર પણ સરદારી ધરાવે છે. જયારે અષો ફરોહરો, ફરવરદેગાંનના દસ દિવશો ઉપર આ દુન્યાં મધે આવીને જાહુક રેહેછે, ત્યારે પેહેલા પાંચ દિવશ દહમ યજદની સરદારી હેઠલ રેહેછે, અને બીજા પાંચ દિવશ ગાથાના મવકલીઆત તથા સરદારી હેઠલ રેહેછે. તે શબબ ઉપરથી પણ એ પાંચ દિવશોને મોહોટી બુજોરગી છે.

ઉપલા વિશેષ ખોલાશાથી ચોકસ થાએછે કે, એ ગાથાના દિવશો બીજા દિવશો કરતાંને મોહોટો દરજ્જો ધરાવે છે, અને તેથીજ આપણાં દીનનાં દફતરો મધે એ દહાડાઓને "પંજીએમેહે" યાને બુજોરગ પાંચ દહાડા કરી લખેછે.

સાહેબો, હમોએ તમો નજદીક "ગાથા"ના દબદબા અને મોહોટાઇ વિશેનું બયાંન સાંમટું કહીઊં છે. હવે, હું પાંચમાં "વેહેશતોયશત" ગાથાના દહાડાની બુજોરગી વિશેનું બયાંન તમો બેરાદરો નજદીક અગત્યનું જાણીને કરૂં છું.

આપણાં ધરમ પુસ્તકોની કેતાબો મધે, પાંચમાં "વેહેશતોઇશત" ગાથાના દહાડાની બુજોરગી વિશે કેટલુંએક બયાંન આવેલું છે. એ દહાડાની બુજોરગી-

નું કારણ શા ઉપરથી છે તે તમોને નીચલા ખોલાસાથી માલમ પડશે.

૧લું એ કે, "હમસ્પથ મએદએમ" એટલે કે, સુરજનો મારગ બરોબર કરનારી તથી વાલા, વરસના છેલ્લા દિવશાને આપણાં પવીત્ર અવસ્તા મધે "વેહેશ-તોઇશ ગાથ્યાંઉ" કરીને લખે છે; એટલે જે સઉથી મોહોટો આરાધણાં તથા બંદગી કરવાંનો ગાથાનો દિવશ, તથા બેહેશતનો પેઆર રાખનાર ગાથાનો દિવશ છે. એ ઉપરથી જણાએ છે કે, એ દહાડો ગાથાના બીજા દહાડાઓ કરતાંને વધારે માંન ભરેલોઅને ઘણો બુજોરગ છે.

૨જું એ કે, એ બુજોરગ દહાડો બીજી "હાવન" યાને જમેસ્તાંન એટલેજે શિતલને કાપવાનો અથવા વરશાદી રૂતુ ખલાસ થવાનો છે. એ ઉપરથી આપણાં પવીત્ર અવસ્તા મધે એ દહાડાને "હમસ્પથમએદિએ એરેતો કેરેથનહફ," એટલે જે "હમસ્પથમએદેમ (વખત) શિતલ (ભીજવણી) કાપનારો" આવી રીતે બએઆંન આવેલું છે તેથી, અને વલી એ મોબારક દિવશાની છેલ્લી વીપલે, નવાં સાલની "રપીથવન" જેહેવી વસંતરૂતુની બામદાદને આએ દુન્યાં મધે પાંખડી પકડીને સાથે લાવે છે તેથી, એ દહાડાની બુજોરગી બીજા "ગાથા"નાં દિવશો કરતાંનેબી મોહોટી છે.

૩ જું. એકે, એ દહાડાને આપણા પવીત્ર અવસ્તા મધે "હમસ્પથમએદેમ" એટલેજે "સુરજનાં મારગને સંમતોલ કરનારો દિવશ," યાને સુરજનું મા-

૫ તેની છેલ્લી રાસીમાં ખલાશ કરનારો દિવશ અથવા સુરજ "મેષ" રાસીથી ચાલીને પાછો "મિણ" રાસીમાં આવે છે, તેટલા તખતમાં સુરજની ચાલમાં જે ફેરફાર અને ખુટ થાએ છે, તે ફેરફાર તથા ખુટને દુર કરી, તેની રાસીનું ભરત બરોબર, સંમટોલમાં સેવટ લાવનારો જે દિવશ, તે એ મોબારક દિવશ છે. એ ઉપરથી પણ એ દિવશનાં નાંમની ઓલખ પાક પરવરદેગારે હમસ્પથમએદેમનો "વહીશતોઇશિત" દિવશ કરી નાંમ રાખ્યું છે. એવા સબબને લીધે એ મોબારક દહાડાને બીજા ગાથાના દિવશો કરતાં મોહોટી બુજોરગી મલેલી છે.

૪ થું એ કે, પાક પરવરદેગાર સાહેબે "હમસ્પથમએદેમ" ધહંમબારની જે આરાધના કરવા કહી છે, તેમધે એ બુજોરગ દહાડે સઘલાઓ ભેગા થાઇ,અનજુમનનું જશાંન કરવાનો હોકંમ ફરમાવેલો છે. એ ઉપરથી પણ બીજા ગાથાના દહાડાઓ કરતાં એ દહાડો ઘણો બુજોરગ ઠરેલો છે.

૫ મું એ કે, એ મોબારક દિવશ વરશનો છેલ્લો અને વલી "ફરવરદેગાંન" યાને "રૂહોની પરવરશ"ની કીરીઆ ખલાસ કરનારો છે. એ શબબ ઉપરથી પણ એ દિવશ બીજા ગાથાના દિવશો કરતાં વધારે મોબારક અને બુજોરગી ભરેલો ગણાતો આવીઓ છે.

ઉપલા વીગતવાર ખોલાશાઓ ઉપરથી તમો દીનદારોની ખાતેરી થાઈ હશે કે, એ મોબારક દહાડાની બુજોરગી ફરવરદેગાંનના બીજા દહાડાઓ કરતાં ઘણી મો-

હોટી છે. હવે, એ મોબારક દહાડે આપણને શું શું કરવું જોઇયે તે હું ખોલાશાથી જણાઊં છું.

એ મોબારક "વેહેશતોઇશત" ગાથાના દહાડાની બંદગી, જે યજશને મધે આવેલી છે, તે મધે નીચલો સાર આવેલો છે.

### અવસ્તાનો સાર.

" કારણ કે, મેં "વેહેશતોઇશત" ગાથાનાં અવ-
" સ્તા, આબાદી આપનારા આપ્યા છે. તે પઢનારને હું
" અહોરમજદની પવીત્ર મદદથી એ અવસ્તા હમેશે
" હમેશે તલક નેક સાહેબી આપે છે, અથવા બાહાદુર
" તનનો કરે છે. એ અવસ્તા એવાતો ખુબી ભરેલા છે
" કે, અગર જો, એ કલાંમ ફરેબ દેનાર આશમોગને-
" બી શીખવવામો આવેતો, તે પણ તે સખુનનો અમ-
" લ કરવાથી અથવા શીખવાથી નેક વીચારનો થાએ.
" માટે, હું હોરમજદને ખુશહાલ કરવાને વાસ્તે ઇજ-
" શને તથા નીઆએશનુ પઢવું કરો."

માહારા હમદીનો, માએઆળુ કીરતારે, આપણ બંદાઓનાં ભલાં કીજે આપણને જણાવ્યું છે કે, "વે-હેશતોઇશત" ગાથાના અવસ્તાને આબાદી આપનાર આપ્યા છે; માટે, જો તમો એ ખુબીવંતા અવસ્તાને પઢશો તો, તમો આબાદી તથા શુખ પાંમશો, અને બા-હાદુર તંનના થશો. અને હું અહુરમજદની પવીત્ર મદ-દથી જાવેદાંનશુધી બેહેશત મેલવશો. એ પવીત્ર અવ-સ્તાની ખુબી એવી છે કે, અગર એ પવીત્ર અવસ્તા ફરેબકાર અને મકરખોર આશમોગ જો પઢે, અથવા

શીખે, અથવા શાંભલે તો, તે પણ તે બુરે છતાં નેક વીચારનો થાએ. માટે, ઓ બંદાઓ હું અહુરમજદને ખુશહાલ કરવાને વાસ્તે ઇજશને તથા આરાધણાં કરો અથવા કરાવો, અને નીઆએશ તથા બંદગીબી કરો અથવા કરાવો, કે તમો અંતે બંધે દુનીઆંમાં શરફરાજી પાંમો.

વલી, જુવો માહારા હમ દીન બેરાદરો, એજ બંદગી મધેનાં નીચલા પવીત્ર કલામ આપણને શું શાહમજાવેછે.

"કહે છે કે, બંધે દુન્યાંને સારૂ માંણશોએ સારા
"વિચાર શીખવાને વાસ્તે દીનની વાકેફી મેલવવી જો-
"ઇએ છે, કે તેથી તમારી પવીત્રાઈ બીજો અને બી-
"જાથી ત્રીજો હાંસેલ કરે, કાંએકે એક બીજાનું જોઈ
"પવીતર મારગ હાંસલ કરવાથી તેની મનશાની નેક થા-
"એ છે; એટલામાટે મરદો અને ઓરતો બંધોએ દી-
"નથી વાકેફ થવું જોઇએ છે, (કે તેથી જનાંકારીનાં,
"રાહાજણીનાં અને બદીનાં કાંમો ટલેચ) એવી રી-
"તનો તમોને બદલો મલે છે, તમારા પોતાનાં મંનની
"ખાલેશી થવાથી."

આ કલાંમ ઉપરથી આપણા પાલણ કરતા અહોરમજદ બાપે, આપણી ઉપર દયા કરીને આપણને પોતાના દુતની મારફતે, આપણી રેહેનુમાઇ શારૂં શું કહીઉં છે, કે, ઓ મરદો અને ઓરતો! તમો શઘલાંઓ, તમારાં પોતાનાં દેલની ખાલેશી થવા શારૂં દીનથી વાકેફી મેલવો, વાઆજો શાંભલો, કે તેથી તમો બદ રાહથી

ફ્રીને નેક રાહ ઉપર આવશો; તેથી કરી બંધે દુનીઆંને શારૂ તમારા વિચારો સારા અને નેક થશે અને તેથી તમોને પવીત્રાઈ હાસેલ થશે. એ તમારી પવીત્રાઇ અને નેક વિચારો જોઇ એક બીજાનેબી તે પ્રમાંણે ચાલવાનો રસ્તો સુજ પડશે, અને તેઓબી પવીત્રાઇ તથા નેક મનશાનીને હાંસેલ કરેંતો તમો બમણાં શવાબકાર થશો, અને બંધે જેહાંનમાં બે ઘણો શવાબનો બદલો હાંસેલ કરશો. માટે, ઓ માહારા બંદાઓ! તમો જો ઉપર કેહેવા પ્રમાંણેનો નેક બદલો હાંસેલ કરવા ચાહાતા હોવો તો બંદગી તથા એબાદત સાથે દીનની પણ વાકેફ્ગારી મેલવો.

વલી, જુવો માહારા હમદીન ભાઇઓ, આપણો પેગંમબર સાહેબ અષો જરથોશત શું ફરમાવે છે—

### અવસ્તાનો સાર

"સઘલો અષોનો ટોલો અને સઘલા અષો સરદા-
"રો કે જેઓ નેક મનશાનીથી, નેક ગવશાનીથી, અને
"નેક કોનશાનીથી ગાથાની યજશને અને આરાધણાં કરેં
"અથવા કરાવે તો તેઓ પોતાનાં રવાંનને નેક સાહેબી
"યાને બેહેશતમાં પોંહોંચાડે છે, અને બુજોરગી પાંમે છે."

ઉપલા અવસ્તાથી આપણો અષો પેગંમબર આપણને એવો રસ્તો બતાવે છે કે, દરેક જરથોશતી તેમાં ખાસ અને આંમ સરવે લોકોએ "વેહેશતોઇશત" ગાથા અથવા બીજા ગાથાઓની નેક વિચાર સાથે, નેક બોલવા સાથે, અને નેક કરવા સાથે ખોદાતાલાને ખુશનુદ તથા રાજી કરવાને સારૂં યજશને તથા બાજ આફ્રીંગાંન અ-

થવા ગાથાની બીજી આરાધણાં કરે અથવા કરાવે તો, તેઓ ગુજરવા બાદ મીનોઈ જેહાંનમાં નેક સાહેબી અને બેહેશત હાંસેલ કરે છે, અને આ દુન્યામાં પોતાની જીંદગી સાથ સુખ જોઈ બુજોરગી ભોગવે છે.

બાહાદુર બુન્યાદના ભાઈઓ! હમે તમો નજદીક "વેહેશતોઇશત" ગાથાના દાહાડાની બુજોરગીનુ બએઆંન કહી સંભલાવ્યું તેથી તમારી ખાતરી થઈ હશે કે, એ દિવશ બીજા ગાથાના દિવશો કરતાં બુજોરગીમાં વધારે દરજજો ધરાવે છે. હવે, એ સઘલા ગાથાના દિવશો વીશે, બીજી દીનની કેતાબો મધે શું લખે છે તે, હું તમો ભાઈઓની વાકેફગારીને સારૂં નીચે જણાવીછું.

આપણાં ધમને લગતી "સદદરે નસર," "સદદરે નજંમ," "સદદરે બુનદેહેશન," અને "સદદરે બેહેરેતવીલ" એ ચેહારે કેતાબો મધે "ગાથા" ના દહાડાની તથા તેમની બુજોરગીઓની સેફતોનું તથા તેઓની આરાધણાંનું ટુક બએઆંન આવેલું છે તે, "સદદરે બેહેરે તવીલ" કેતાબ ઉપરથી હું અત્રે જણાવી છું—

"જો અગર તું નહી જાણતો હોએ કે, એ "ફ્રવરદીઆંન" તે શું છે,તો તેવીશે હું બએઆંન કરી
" સંભલાવી છું તેથી તું સારીરીતે જાંણીતો થા. ઉપલા
" દસ રોજ મધેનાં પેહેલા પાંચ દહાડાને "પંજીએકેહ"
" અને પાછલનાં બીજા પાંચ દહાડાને "પંજીએ મેહ"
" કરી બોલે છે, એટલે જે એ પાછલા પાંચ બુજોરગ દ-
" હાડાઓ કરતાંને પેહેલા પાંચ દહાડા નાંધલા તથા ઉતર-

" તા છે; પણ એ દસ દહાડાઓ તમાંમ અષો ફ્રેોહરે-
" ની આરાધણાં કરવાનાંજ છે. " પંજીએમેહે " તે
" આપણી દીનનાં માર્ગમાં પાંચ ફ્રેશતા અસ્ત્રિ-
" ઓની શુરતના હકતાલાએ પેદા કરેલા છે, તે
" પાંચે ફ્રેશતાઓ દરેક અષો રવાંનોના શીઆવનું
" કાંતવું, વનવું, તથા શીવવું કરે છે. જે રવાંન કે આ-
" એ દુન્યાંથી ગુજરે છે તે, પરથમ તે જેહાંનમાં કપડાં
" વગરનુ જાએ છે. તેની ખેશીનાં લોકો જયારે શી-
" આવ ઈંજાવે છે ત્યારે તેના અવેજમાં ઉપલા ફ્રેશ-
" તાઓ પેલાં રવાંનને પાદશાહી શરોપાવનાં બેહેશતી
" કપડાં આપે છે. માટે, ગુજરેલાંઓને તે જેહાંનમાં
" કપડાં વાપડવાં એ ફ્રેશતાઓથી છે; તેથી એ ફરવર-
" દેગાંનના દિવશોમાં વંદીદાદ, ઇજશને, બાજ, આફ્-
" રંગાંન, અને સતુંમ જરૂર પઢાવવું, અને તે સાથે
" જરૂર શીઆવનાં કપડાં ઈંજાવવાં, કે તેથી તે જેહાંન-
" માં ગુજરેલાંઓને, તથા ઇજાવનાર ધણીનાં ગુજરવા
" પછે તેને પણ સરોપાવનું મલવું થાએ. જો તું એ
" દહાડા ઉપર શીઆવનું ઈંજાવવું નહી કરશે તો,
" આખેરશ તુને પાક પરવરદેગારની નજદીક શરમીંદુ
" રેહેવું પડશે; કાંએજે એ દહાડાઓ રવાંનોને પોશા-
" ક આપનાર ફ્રેશતાઓના છે. એ પ્રમાંણે ખોદા-
" તાલાએ અષો જરથોશતને ફરમાવ્યું છે. જો બનતાં
" શુધી તાહારા પોતાનાંજ ઘેર મધે એ દશ દહાડા અષો
" ફ્રેોહરેોની નઇઅંતે પઢાવવું કર, કાંએકે, પોતાની આ-
" પજાતે જાંનો દેલથી કીરીઆ કરવાએ ઘણો બરતર

"સવાબ હાંસેલ થાએ છે, અને હરદમ રવાંનોની હ-
"જારે દોઆ પોહોંચવી થાએ છે. એ દસ દહાડા
"પછે, જેયારે અષો ફરેશહરો પાછાં તે જેહાંન જાએ છે
"તેઆરે, તેઓની ખેદમત કરનારાઓને તથા તેનાં બ-
"ચાં છોકરાંઓને હજારો દોઆ દઈ ખુશી ખોરરમી
"ભરેલાં જાએ છે. તે દોઆની બરકતથી તે ધણીનું
"આખું વરશ આબાદી સાથનું ગુજરે છે. અને જે
"વેલાએ તે શખસનો વાકો થાએ છે તે વેલાએ તે સ-
"ઘલો અવેજ અષો ફરેશહરો તેને વાલી આપીને તે
"જેહાંનમાં મોહોટી શરફરાજી બક્ષે છે. અને તે સાથે
"તેના ગુનાહઓની માફી બક્ષાવવાને પાક પરવરદેગાર
"ની નજદીક ઓજરખાહી કરીને તમાંમ ગુનાહની
"માફી બક્ષાવે છે. અગર જો, એ ફરવરદેગાંનના દ-
"હાડા ઉપર કોઈ શખસ પોતાનાં નએઆગાંનોને ન
"ચાહે અથવા તેઓની નઈઅત કાંઈબી આરાધનાં
"ન કરાવે તો, પછે તે ફરેશહરો પાછાં વદીઆ થાતી દાંન
"તે શખસ ઉપર બદ દોઆ તથા લેઆંનત નાંખે છે.
"તે બદ દોઆના શબબથી તે આએ દુનીઆંમાં બે
"ઈજતી, તંગ દસ્તી, નાબરકતી જોવી કરે છે. અને
"વલી તેનાં ગુજરવા બાદ તમાંમ ફરેશહરો તેની આસ-
"પાસ ટોલે થઇ ટાંણાંજંણીના સખુનો અને લેઆ-
"નતનો વરસાદ વરસાવે છે; તેથી પેલું રવાંન તે જે-
"હાંનમાં સઘલાઓની નજદીક ઘણું નીચું અને શર-
"મીંદુ રેહે છે. અને બેશુમાર પસ્તાવો કરે છે! પણ
"તે જગોએ પસ્તાઓ કરેલો કશો કારગત લાગતો નથી."

ગાથાના દિવશો ઉપર શું શું કીરીઆ કરવી તે, ઉપલા શદદરના ખોલાશા મધે તમોએ શાંભલી છે, મગર એ ઉપરાંત આપણા ધરમની બીજી કેતાબો મધે નીચે મોવાફૂક પણ ફરમાવે છે.

એ ગાથાના પાંચ દહાડા તેના દર રોજના ગાથાના હા પઢવાને આપણને ઘણી તાકીદ ફરમાવી છે, અને તે સાથે ૧૨૦૦ અહુનવર પઢવાની પણ તાકીદની ફરજ ફરમાવી છે. એ અહુનવરના શવાબ વીશે લખે છે કે, તે પઢનારનું આખું વરશ તંનદરોશતી અને ખુશાહાલી શાથનું જાએ, અને તેનાં હરેક કાંમ મધે યજદાં ફતેહ મંદી આપે છે. એ ગાથાના પાચ દિવશ ઉપર હરેક દુનીઆઇ કારોબારથી ફુરસદ મેલવવી. કોઇને બદ નહીજ બોલવું, તેમજ કોઇનું બદ પણ નહી ચાહાવું. રાત દહાડો ઘર મધે આતશ રોશન રાખી નેક ખુશબો જારી રાખવી. નીતના શબેતા કરતાંને વધારે ચોકશાઈથી બાજ ધરીને ખાંણું ખાવું તથા બાજ મેલવાની સંભાલ રાખવી. અને તેમજ પીશાબ પાંણીની બાજ ધરવા તથા મેલવાની પણ સંભાલ રાખવી. હરદમ કુસ્તી પાદીઆબ સાથે શાબેત રેહેવું. હરદંમ શુકર ગુજારી કરવી તથા થએલા ગુનાંહનો પસ્તાવો કરવો. ગુજરેલાંઓની એટલા દિવશ જાથુક આરાધનાં તથા કીરીઆ કરવી. ટુકમાં એ ઉપલા બરતર દિવશો શવાબનાં કાંમથીજ ગુજારવા આપણને શજાવાર છે. જો ઉપર જણાવ્યા પ્રમાંણે કરે તો,તેના આવતા વરશના બારે માશ ખુશી ખોરરમી ભરેલા અને રોજી રોજગારી ભરેલા ફતેહમંદી સાથે ગુજરેછે.

બીજું, એ ગાથાના દિવશો ઉપર "હમસ્પથમએદેમ" ઘહંમબારનાં જશંનના દિવશો પણ ગણાએ છે, તેથી એ દિવશો ઉપર ઘહંમબારની નઇઅતે "વીસ્પરદ" કરવાની, તથા આફરંગાન, બાજની કીરીઆ ભેગાથાઈ કરવાની, દરેક જરથોશાતીઓને ફરજ છે. એ ફરજ જો દરેક ભાગના વસ્નારા જરથોશાતીઓ બજા લાવે તો તેમને મોહોટો શવાબ કહેલો છે; અને જો તે ન બજા લાવે તો તેમને મોહોટો ગુનાહ ફરમાવેલો છે. એ ઘહંમબાર કરવાની તાકીદ વિશે, નીચલા હાદોખ્ત નુસકના અવસ્તાના અરથ ઉપરથી તમો શાહેબોની ખાતેરી થશે.

**હાદોખ્ત નોસકના અવસ્તાનો સાર.**

" મેદીઆરેમ ઘહંમબાર પછે પંચોતેર દિવશે
" હું અહોરમજદે અમશાસ્પંદો શાથે મલી યાને માહારી
" શકતીઓથી મેં આદંમને પેદા કીધું. એ ઘહંમબારનું
" નાંમ "હમસ્પથમએદેમ" કરી શંખ્યું. એ હમસ્પથ-
" મએદેમ ઘહંમબાર સફંદારમદ મહીનો ને અહોનવદ
" ગાથાથી શરૂ થાએ છે, તે વેહેશતોઇશત ગાથાએ પુરો
" થાએ છે. દરેક પેદાફશ પેદા કરી આદમને મેં પેદા કી-
" ધું અને મેં અમશાસ્પંદો શાથે મ્યજદ કીધી; માટે
" આદમીઓએબી ઘહંમબારનું જશન કરવું જોઇએ.
" જે કોઈ એ ઘહંમબારને ઈજે, યા કરે, યા ખાએ અથ-
" વા ખવાડે યા ચાશાની કરે અથવા કરાવે. તેવાં નેક કાં-
" મ કરનારને એટલો નેક શવાબ હાંશેલ થાએ છે કે,
" ગોએઆ તેણે તમાંમ જેહાંનમો ભુખ્યાઓને તાજી રોટી
" ખવાડી તરપત કરેઆ હોએ તેટલો સવાબ પેલા ઘહં-

“ મબારનાં કરનારા તથા તેમાં શાંમેલ થનારા એકેક શખ્સ
“ સને હાંસેલ થાએ છે. અગરજો કોઇ શખ્સ એ ધહંમ-
“ બારને નહી ઇંજે, યા ન ખાએ, અથવા નહી ખવાડે,
“ યાને મકદુર છતાં નહી કરે, યા ધહંમબાર કરનાર સાથે
“ મેહેનતમાંબી શાંમેલ ન થાએ, યા તે ધહંમબારનાં કર-
“ નારને કાંઇ આપેબી નહી, તેહેવા શખ્સને અહોરમજ-
“ દી મજહબનો નહી જાણવો, અને મંડલીથી દુર કરવો
“ શજાવાર છે. કાંએજે તે ગુનાહ ભરેલો મરદ થયો છે.
“ તેનો ગુનાહ એ ધહંમબારથી તે આવતા ધહંમબાર શુધી
“ દર રોજ ૧૮૦ અશતેર વર્જન ગુનાહ વધતો થાએ છે.”

નેક બુનીઆદના ઘરસથો ! તમો નજદીક હમોએ “પંજીએ મેહે” યાને ગાથાનાં બુજોરગ પાંચ દહાડાઓ વિશેનું બયાંન, અવસ્તાઓથી તથા બીજી દીનની કેતાબોથી જણાવ્યું તે, સારી રીતે ધેઆંનમાં રાખવાની હું તમોને શુચણાં કરૂં છું. તમોએ એટલું યાદ રાખીને એ બુજોરગ દિવશો મધે, ગાથાની તથા અષો ફરોહરોની તથા ધહંમબારની જે જે આરાધનાંઓ કરવાને ઉપર જણાવેલું છે તે તમોને પેદાકરનાર અહોરમજદનું, ફરમાંન બજાલાવી, તમારી ગુંજાસ મોવાફેક, તમોએ કરવું શજાવાર છે. અને એ બુજોરગ દિવશો ઉપર દર રોજ ગાથાનાં હાઓ પઢવાની તથા ૧૨૦૦ અહોનવર પઢવાની પણ તાકીદ રાખી, એનો મોહોટો શવાબ તમોએ હાંસેલ કરવો જોઇએ છે. અને એ દહાડાઓ ઉપર તમારી શકતી મુજબ ગરીબોને દાંન, ખોરાક, વસ્ત્ર આપી તેઓની દોઆ લેવીબી સજાવાર છે. અને બને તેમ

દુન્યાઇ ધંધાથી તથા દુન્યાઇ મોજથી દુર રહી, ગુનાહ કરવાથી દુર રેહેવું જોઇએ છે. અને એ બુજોરગ દિવશો ઉપર તમારીથી જેમ બની આવે તેમ થાએલા ગુનાહઓની તોબા તથા પતેત કરવી તમોને શજાવાર છે. જુવો ભાઇઓ, પાક કરીમે કારશાજ કેહેવો દયાનો દરીઆ છે, કે તે શાહેબ એ બુજોરગ દિવશોનો શંજોગ લેઈ, દોજખી રવાંનોનો પણ પાંચ દિવશ છુટક કરે છે; તેઆરે તમો જો તમારી હએઆતીમો તમારેથી થએલા ગુનાહનો અંતઃકરણથી પસ્તાવો કરશો તો, તે દયાળુ બાપ, દયા કરવાને, તમારેથી કદીબી નજર ફેરવશે નહી. અગર જો તમારેથી દુન્યાઈ જંજાલોને લીધે, ગાથાનાં સઘલા દિવશો, પતેત કરવાને નહીંજ બને તો, છેલ્લા વેહેશતોઇશત ગાથાને દહાડે, હોશહેન ઘેહમો, બંદગી કરી, આતશની સનમુખ બેશીને, તમારા ગુનાહની ગુજારેશ ઉતારવાને, જરૂર પતેત કરેઆ વગર ના રેહેશો. જુવો બેરાદરો, જયારે તે દયાલુ દાતારે આપણી દયા ખાઇને, આપણને પતેત જેહેવી, ગુનાહનાં ભએ ભરેલાં દરદને જડ બેખથી ઉખાડનારી અમુલીઅ દવા બક્ષી છે, ત્યારે આપણ જેહેવા ખાકી ગુનેહેગાર બંદાઓને લાજંમ છે કે, તે દયાવંત પીતાની ફરમાવેલી અમુલીઅ દવાને, મોહાટાં માંન શાથે અને ઘણી ઓજરખાહી શાથે હરદંમ વાપડી, ગુનાહાથી છુટી, આપણને તનદરેશત થવું જોઇએ છે. જુવો ભાઇઓ! પતેત કરવા બાબે, આપણાં દયાનાં માહાશાગર, માહાજ્ઞાલી અહુરમજદે કેહેવું ખુબ ફરમાવેલું છે :—

## અવસ્તા.

આઅદ ઇફ્જી અંઘહદ અનાસ્તુતો વા અ્રન અઇવી સરતુનુઓ વા દઇનાંમ માજદયસ્નીમ. અઇતાચીદ અઇબ્યો સ્પાઉંઘહફતફ અસ્તુઅનઇબ્યો દઇનાંમ માજદયસ્નીમ. એવફરેજનીબ્યો પસચઇતફ અરથબ્ય શીઅઉથન. સ્પિતમ જરથુશાત્ર દએન માજદયસ્નીશા નરશા અષઉનો ફર મેરેંજઇતિફ વીસ્પેમ દુશમતેમ્ચ દુઝુખ્તેમ્ચ દુઝવરેશતેમ્ચ, યથ વાતો દરેજતા કથરો થવાશોમ દએશનાદ પઇરિ ક્ર મેરેંજોઇદ વોહુ ઇદ જરથુશાત્ર હુઅરેશતેમ શીઅઉથનેમ વેરેંજમનેમ વંધુહીમ દએનાંમ માજદયસ્નીમ પેરેનાયુશ ચિથાંમ થવઇરિશઇતી.

## અવસ્તાનો સાર.

અગર એ માજદયસ્ની દીનનાં ફરમાંનોને, યાતો જે બેશક નહી જાંણતો હોએ અથવા તો જીઆદે નહી શાંભલવા કરતો હોએ, તે મજદયસ્ની દીનને બેશક ચાહાવાથી, અને ફરીને બુરી કરણી નહી એખ્તીઆર કરવાથી, પતેત કરી પુરતો પસ્તાવો કરે તો, તેનો દરેક ગુનાહ દુર થાએ છે. તે ગુનાહ કેહેવી રીતિ દુર થાએ છે કે, જેમ જોરાવર પવંન જંગલ મધેથી કાંટા કચરાને શેતાબ દુર ઉડારી સાફ કરે છે તેમ, ઓ સપેતમાંન જરથુસત! મજદયસ્ની દીન પવીત્ર મરદથી, બદ મનશાની, બદ ગવશાની, અને બદ કોણશાનીને ઉડારી દીએ છે. ઓ જરથુશાત ! ભલી જેહાંનનાં નેક કાંમો એખતીઆર

કરવાએ, અને ભલીમજદયસ્‍ની દીનમાં ગુનાહની તાજે-
શ, યાને પતેત જે જાહેર કીધી છે તે પણ એખ્તીઆ-
ર કરવાએ.

ઉપલા ખુબીવંતા પવીત્ર અવસ્તાથી પતેતની ખુ-
બી તમુને જણાઈ છે. એ પતેતની ખુબી કેહેવી બે
મુલી છે? એ બે મુલી દવાને રેહેમનાં ખાવંદે, આપણ
ચુકવાલાં મણુષ્યનાં દરદને સારૂં, રેહેમ કરીને પોતાનાં
પવીત્ર ધરમની મારફતે મોકલી છે. તે ખુબીવંત દવાને
જો, આપણ બાકીઓ હમેશે ઉપયોગમાં લાવીએ તો,
બંધે દુન્યામાં કેટલા શુખી રહીએ?

માહારા હમદીન બેરાદરો! હવે હું માહારી જગો
લેવા આગમજ તમોને સુચણાં કરવા માંગુછું. હમોએ
જે તમો નજદીક અગત્ય જોગ, પાંચ બાબતોની વા-
આજો કરી સહમજાવી છે તે ધેઆંનમાં રાખી, તે પ્ર-
માંણે આએ મુંબારક દહાડા તથા બીજા દહાડાઓ
ઉપર ચાલવાની તમોને અએન ફરજ છે. તે ફરજ બ-
જાવીને પાક પરવરદેગાર સાહેબની નજદીક સુરૂખરોહી
મેલવો, કે જેથી બંન્ને જેહાંનનું સુખ પરાપ્ત થાએ, અ-
ને આપણી જે જે બલાઓ હોય તે દફે થાએ.

ભાઇઓ! પાક પરવરદેગાર સાહેબ આપણને તે-
ના નેક ધરમની રાહે ચાલવાને નેક હેદાયત આપે!
અને આપણથી જે ગુનાહો થયા હોય તે, પોતાનાં રેહે-
મનાં પવીત્ર પાંણીથી ધોઈ, સાફ કરીને આપણને માફી
બક્ષે! આમીન!

પાક પરવરદેગાર સાહેબની મદદ હોજો.

# "નોરોજ"

મજદ યસ્નાન ધરસ્થો!

હમોએ તમો સાહેબો નજદીક, ચાલતા મહીનાંના રોજ ૩૦મે, ગાથા એ શું? ગાથાના દિવશ કેટલા? ગાથાના દિવશો બીજા દિવશો કરતાં બુજોરગીમાં વધારે શાથી? તથા એ ગાથા આરાધણાં કરવાને લાએકના છે કે નહી? અને હોએતો તેઓની શું આરાધણાં કરવી? તથા એ ગાથાના દિવશો કરતાંને "વેહેશતોઇશત" ગાથાના દિવશને વધારે બુજોરગી શાથી? ગાથાના બુજોરગ દિવશો ઉપર શું શું કીરીઆ કરવાને દરેક જરથોશતીઓને ફરજ છે? એ વિશે વધારે ખોલાસાથી, વાઆજ કરી સંભલાવી હતી.

હવે આજ રોજે તમો ભાઇઓ નજદીક "નોરોજે આંમ્મે"ની તથા "રપીથવન"ની, બે બાબતોની એકઠી વાઆજ કરૂં છું. "નોરોજે આંમ્મે" એ બોલ, ફરવરદીન મહીનાના અહોરમજદ રોજના દહાડાને કેહેવાનું કારણ શું? એ "નોરોજે આંમ્મે"નું પુરાતંમ પણું કેઆરથી અને કોણથી? અને "નોરોજે આંમ્મે"ને દહાડે આપણ જરથોશતીઓ શું શું કીરીઆ કરવાને બંધાએલા છીએ? અને એ મુબારક દિવશો શું કરવું અને નહીં શું કરવું એ વિશે જણાઊં છું.

ભાઇઓ! આવતી કાલનાં ફરવરદીન મહીનો ને અહોરમજદ રોજના મુબારક દિવશને "નોરોજે આં-

મે"ને નાંમે ઓલખવામાં આવેછે. "નોરોજ" એટલે નવો રોજ, અને "આંમ્મે" એટલે કે તમાંમ ખેલકત. "નોરોજે આંમ્મે" એટલે કે,તમાંમ ખેલકતનો નવો રોજ. વલી એ મુબારક દિવશને "નોરોજે કુચક," "નોરોજે સગીર," અને "નોરોજે અજીમ" યાંને બુજોરગ દહાડો કરીનેબી કેહે છે. એ "નોરોજે આંમ્મેનો દહાડો તે જમાંનાની પેદાએશની શુરૂઆતનો પેહેલો દિવશ છે. જયારે કે, આસ્માંન અને જમીનની કાંઈબી પેદાએશ હસ્તી પાંમી ન હતી, આફતાબ, માહાતાબ, તથા અથાગ સેતારાઓનાં ઝલકતા ગોલાઓ આસ્માંનની સપાટી ઉપર ચીત્રાએલા ન હતા; રોશનીનો પ્રકાશ તથા શીઆહીનો કાલાશ મુતલક વજુદ ધરાંવતાં ન હતાં; સમો અને સંખેઆ યા વખત અને ગણતરી જેવી કોઈબી ચીજનો સેલસેલો કાએમ થયો ન હતો; સૃષ્ટીની પેદાએશનાં મુળ જે ચેઆર ઓનાસરો—આતશ—આબ—બાદ અને ખાક, એઓની હસ્તીનો સ્વપણોપણ ન હતો, આદમની આલંમ તથા હેવાંનોની પદાએશની નિશાણ કે નાંમ કાએમીઅત પણું ધરાવતાં ન હતાં; ઝાડો તથા પાહાડો, જંગલ તથા મંડલ, અને સાગર તથા માહાસાગરના દેખાવોએ હસ્તીનાં રાજમાં પનાહ પકડેલી નહી હતી; શું નુરી કે શું ખાકી, શું હવાઇ કે શું આબી, કોઈબી તરેહેની વસ્તુનું મોજુદ પણ હાજરી આપતું ન હતું, ઇત્યાદી; ત્યારે એકાએક અને અચબુચ, માહા બલવાંન તથા અતી ગુણવાંણ, કુદરતની કરાંમતનો માલેક, તથા હસ્તીની વસ્તીનો ખાલેક, શકતીનો ભંદાર તથા વકતનો સરદાર,

દરેક વસ્તુને હસ્તીમાં લાવનાર વીસ્વાશ શકતી "અહુ" એટલે કે, "અહાથવું," "સબબ બનવો," "વીસ્વાસ બનવો" હસ્તી બનવી," "છત થવી," ઈત્યાદી અરથવાલા ધાતુને કરત "उ" અને તદધીત "र" પ્રત્ય લાગી "અહુર" એટલેકે "વીસ્વાશ વાલો," "હસ્તીવાલો," "છતવાલો," "સબબ વાલો," ઈત્યાદી, એવો જે "અહુર" એતલે જે હસ્તીનો સાહેબ તેણે પોતાનોજ પેદાએશનો સબબ જાહેર કીધો, તે સબબ જાહેર થવાનો વકત યાને દહાડો તે ઉપલાં **નોરોજ** નાં નાંમથી પેદાએશ વચે જાહેરી પાંમ્યોછે. તે "અહુર" એવી એક છતની દલ્લલત જાહેર થતાંજ તે પોતે અન્દીઠ બની રહેલોછે. એ વિશે એક દાખલો લેવો કે, કોઇબી ભાષાનાં મુળાઅક્ષરે માહેલા "વ્યંજણ" થી, "સ્વર" ની મદદ તથા આધાર વગર શબ્દ ઊચાર કરવાનો જોર બની શકતો નથી: જેમ કે, "ક" એ વ્યંજણમાં "અ" અથવા અકાર મલેલો છે, તેથીજ આપણે "ક" એમ સારી, રીતે સમજ પડે તેમ બોલી શકયે છીએ. જો એવાં કોઇબી "વ્યંજણો" માં "સ્વર" મલેલો નહીંજ હોત, તો એવાં અણેક વ્યંજણો ગમે એટલાંબી એકઠાં મલે, તોપણ કોઇબી રીતનો મુકરર શબ્દ, ચોકશ ઉચાર, યા બગેર અરથ કદીબી થઇ શકે નહીં. વલી આપણે એવું જાણીએ છીએ તોએ પણ, જાહેરમાં તો "વ્યંજણ" બોલું જણાઇ, તેસે મલેલો "સ્વર" અંદીઠ રહે છે; જેમકે "ક" એમ બોલતાં, તેમાં બરેબર "અ" સમાએલો છે એવું સાધારણ રીતે

જોતાં આપણુને પોલું માલમ પડતું નથી, તો જો કે તેમાં "અ" સ્વરતો મલેલો છે, તેથીજ "કુ" ને ઉચ્ચાર કરવાની ઇલ્લત બની રહી છે. આએ દાખલા ઊપરથી માલમ પડે છે કે, જે ગેબી શકતિને આધારે હસ્તી જાહેરીઅત પાંમી છે, તેનો કરતા, જે "અહુર" તે અંદીઠ થાઈ રહેલો છે. અને તે "અહુર" ની તેવી કુદરતી કરાંમતને લીધે તેને "મજદ્દ" એટલે "માહાજ્ઞાની" યા "મોહોટો પેદા કરનાર" એવા વિશેશણનો જોગ બની, "અહુર મજદ્દ" એવું નાંમ મલેલું છે. એ પેદાએશના ખાવંદ "અહુરમજદે" આ જગતની પેદાએશને આફતાબની સરદારી આસપાસ ચાલુ કરી, વખતની તથા જમાનાંની ગતી મુકરર કીધેલી છે. આપણી પૃથવીનાં સંબંધમાં, આફતાબની ચાલ બાર બોરજમાં ફરવાથી પુરી થતી ચાલુ રહેલી છે. આફતાબ પોતાની ચાલ બારે બોરજમાં પુરી કરી, જે અંકસથી પોતાની ચાલ શુરૂ કરેલી હોએ છે, તે અંકસ પર પાછો આવે છે તે દિવશને પણ "નોરોજ" યાને "નવો દિવશ" કરી કેહે છે. વખતનું બદલાવું તથા રૂતુનું ફેરફાર થવું આફતાબની ગતીથી નીપજે છે. દિવશ તથા રાતનો નકશ એજ નુરી આફતાબથી ચીત્રાઈ રહે છે. આફતાબની સઉથી નાંની ગતીથી નિપજેલાં "વિપળો" એકઠાં મલીને એક "પળ" મુકરર કરે છે, જે પળનો ચોકસ જમાવ થયાથી કલાકનું બનવું થાએ છે: કલાકોના જોગથી વખતના ભાગો, જેને આપણે "ઘેહ" કરી કહી-

એ છીએ, તે બને છે: અને એવી મુકર્રર ઘેહો મલી-ને એક "રાતરી દિવશ" થાએ છે. એવા ચોકશ દિવ-શના સમુદાયથી મહીનાં રૂપી ઠાંબા બને છે, અને એ-વા બાર માસ થએથી તે ઉપર એક "નાકેસ વરસ"ની એમારત કાએમ થાએ છે. આ વરસ રૂપી એમારત છ "રૂતુ"નાં મજલાઓથી બનેલી છે કે, જેને આપણે છ "ઘહંમબાર" કરી કહીએ છીએ, તે માત્ર છતની વખા-રનાં છ મજલા વાળાં ઘર (જગત)નો સંબંધ ધરાવે છે. આવી રીતના ભાગો તથા વીભાગો, અને જમાનાના અજાએબ અને માહાભારત ફેરફારો ભરેલું એક વરશ પુરૂં થઈને, પાછું તેવું બીજું વરશ શુરૂ થવાનો પ્રથંમ દિવશ તેને "નોરોજ" કરી કેહે છે. એ નુરી આફ-તાબી ઘહંમબારી વરશ મળીને સઘલી ચીજો ખલકના ખોદાવંદે પેદાકરીને સઘલી પેદાએશ ઉપર "આદમને" બુજોરગી બક્ષી, તે આદમને નુરી આફતાબી ઘહંમબારી વરશના છેલા બોરજમાં પેદા કરી તેને હલતું ચલતું કીધું, તે હલતાં ચલતાં થવાનો દિવશ જે "નોરોજ" તે જેવી તેવી સત્તા ધરાવતો, અથવા નાંનાં જેવા મરત-બાનો ન હોવો જોઈએ. સઘલા દિવશોમાં એ દિવશ એક સરદારની મીસાલનો "અહુરમજદ"નો પોતાનો છે. એ મોબારક તથા બરતર દિવશની બુજોરગી, જેમ આપણ માણવીઓ રચણાં રાંમશાની વગેરે કરીને ક-બુલ રાખ્યે છીએ, તેમજ પાક યજદાંની કાંમેલ કુદરત પણ રાખતી જણાએ છે. એ કદાચ કોઈ સાહેબને ન-વાઈ જેવું લાગે, પણ હમો તેનો ખોલાસો આપણાં ધ-

રમના ખોદાઇ પુસ્તકોના આધારે, તથા બીજી કેતાબોને આધારે, "નોરોજ"ની સઘલી રૂતુનાં બએઆંન સાથે કરી દેખાડયે તે આગમજ "વસંત રૂતુ" કે જેને "બાહારની મોસમ" કરીને કેહે છે, તેનું પ્રથંમ કાંઇએક બએઆંન કરવા માંગીએ છીએ. એ ઉત્તમ રૂતુની શુરૂઆત "નોરોજ"ના મોબારક દિવશે થાએ છે, અને તે રૂતુને કુદરત ગોએઆ એ "નોરોજ"ના દિવશની મોહોટાઈ દાખલ તેની સાથ મોકલતી હોએ એવું જણાએછે. આપણે જાણયે છીએ કે "હમસ્પથમએદેમ" ઘહંબાર પુરો થતાંજ "નોરોજ"નો દિવશ શુરૂ થાએ છે. અવસ્તા મધે ઘહંબારો આવવાના જે વખતો જણાવેલા છે, તે રીતે જોતાં છેલ્લો "હમસ્પથમએદેમ" ઘહંમબાર, જે વરસના છેલ્લા માસ સાથે પુરો થાઇ, નવાં વરશને પોતા પાશે જગા આપે છે, તે ભીણી સરદીની ફશલ કપાઇને બાહારની ફસલ બેસવાનો ખશનુમાં વક્ત છે. એ દિવશની ખુશાહાલીમાં કુદરત બાહારનો નવો તથા બેમુલો પોશાગ પેહેરી સંગાર પાંમેછે. એ ખોજસ્તે દિવશ વસંતની દેલરૂબાહ રૂતુને, ગોયા પોતાની પાંખડીએ વલગાવી લાવે છે, કે જે રૂતુના ખુબસુરત મોખ્ડાથી કુદરતની શોભામાં સેંકડો ઘણો વધારો થઇ પડે છે. ભીણી સરદી તથા બરફની અસરથી જઠાઇને ઝાંખ્ડાં જેવાં થઈ ગએલાં ઝાડ પાંણો એ રૂતુમાં નવેસરથી ખીલી તથા ફુલી નિકલવાથી સઘલી જગોએ લીલાં લેહેર તથા હલીઆરી ભરેલો દેખાવ થઈ રેહે છે. સુકાઇને ફીકા પડી ગએલા બાગ બગીચાઓ પાછા તાજગી

ભોગવતા થઇ આરાસ્તગી પાંમે છે. એ દરખ્તની નાજુક ડાહાલીઓ ફુળ ફળાડીથી લચી જાઇને, એવાતો આકારમાં દોળતી જણાએ છે કે, જેથી જોનારનાં દેલમાં નરમાસની અસર ઉપજેઆ વનાં રેહેજ નહીં. ખુશબોદાર તથા મનોહર ફુલોનું ખીળવું તથા દોળવું માણશનાં મનમાં ખરી ખુબસુરતીનો છાપ પાડેછે. ભાંત ભાંતનાં પંખેરાંઓ ચોતરફ ઉડતાં ફરીને મધુર સરોદોનાં કલોળ કરતાં રમતાં ફરેછે. હવાની શીતલ લેહેકીમાં ગોએઆ જીવન શકતિની અશર આવે છે, કે જેથી તે ઝાડપાંણોને ખીળવામાં એટલો તો જોશ બક્ષે છે કે, જેટળો એક મરનતોલ માણસ અકશીર દવા તથા કઉવતમંદ ખોરાકથી તંનદરોસ્ત હાલતમાં આવે. કુદરતનાં દરેક મેદાંનોમાં તથા હર ખુણાંમાં તે ખલકના ખોદાવંદની બક્ષેશ તથા મેહેરનો છતકાવ થઈ રહેલો માલમ પડે છે. લીલોતરી તથા હલીઆરીનો સઉથી સરસ દેખાવ એજ મોસમના ચેહેરા ઉપર નજર આવે છે. એ દેલપસંદ રૂતુની ખુબીથી, જેમ કુદરતમાં રશકશનો વધારો થઈ પડે છે તેમ, માંણશનાં તન તથા મન ઉપર કાંઈ તેની થોડી અસર થતી નથી. રાત તથા દિશાનું બરાબર થવું એ રૂતુની શુરૂઆતથી ચાળુ થાએ છે. એ રૂતુની ખુબી એટલી બધીતો છે કે, તેનું પુરેપુરૂ વરણન કરવામાં મોહોટા મોહોટા ઉસ્તાદો પોતાની અશકતિ જણાવી ગએઆ છે. એવી દેલકશ રૂતુ એ મોબારક "નોરોજ"થી શુરૂ થાએ છે.

હમો, ઉપર સાદી રીતે બોલી ગયા છઇએ કે, "નોરોજ" એ પેદાએશની શુરૂઆતનો પેહેલો દિવશ, તથા આફતાબને મેષ રાશીમાં આવી, પોતાની ચાળ અસલ મુજબ પાછી શુરૂ કરવાનો ખાસ દિવશ છે. એ દિવશ ફરવરદીન મહીનો ને અહુરમજદ રોજનો જાણવો.

સાહેબો, આપણાં ધરમનો સઘલો પાએઓ ખોરશેદ ઉપર અને તેની ચાલ ઉપર આધાર રાખે છે, અને એથીજ હમોએ ઉપર જણાવેળા, સઘલા કુદરતી બનાવો બન્યા છે અને બન્યા જાએ છે. એ નુરી આફતાબથીજ દુન્યાઓની શુરૂઆત પણ થાએલી છે તે, નીચળા "બગાંન" યશતના પવીત્ર અવસ્તાથી જણાએ છે:—

### અવસ્તા.

ફ્રચ અફતદ વચો વઉચફ યદ અહુમદ યદ રતુમદ પર અઉઅંઘહફ અષનો દાઉંઘહોઇદ પર આપો પર જેમો પર ઉરવરયાઉ પર ગેઉશ ચઠવરે પઇતિશ્તન્યાઉ દાઉંઘહોઇદ પર નરશ અષઉનો બિપઇતિશ્તાનહફ જાંથ્થાદ પર અવંઘહફ હુ હ્વરશ્તો.

### અવસ્તાનો સાર.

હસ્તીની અધીકારી ધરાવનાર, મુખ્તેઆરી વાલા અહુરમજદે બુજોરગ આ શબ્દો કહયા છે કે, આસમાંનની અગાઉ, પાંણીની અગાઊ, જમીનની અગાંઊ, વનસ્પતીની અગાઊ, ચોપગી ગાબ્યો દાદ ગાઉની અગાઊ, બેપગાં અષો માણશ, ગયોમરથનાં જનમવાની અગાઉ, એ (સઘલાંઓની) અગાઉ, મેં આફતાબ પેદા કીધો.

ઊપળા અવસ્તાથી ખોહ્લું થાએ છે કે, આસ્મા ન, પાણી, જમીન, વનસ્પતી, હેવાન, અને માણશ એ સરવેથી પેહેલો ખોરશેદ હતો. અને એ નુરી ગોલાથી ખોદાઇ અઠાગ બોહોલી પેદાએશ, તથા ફશલોની જમાં-બંદી જાહેર થાએલી છે. અને તે દરએક અનુકરમે ઉ-ત્પંત થતી ફસલોનાં, પાક યજદાંએ જુદાં જુદાં નાંમો કરેલાં છે. એ છએ રૂતુની શુરૂઆત લાવનારી સુરીયની ચાળ ઉપરથી, પેહેલાં ફરવરદીન રાશીના પેહેલા નુંકતા ઊપર ઊંગી આવતો અવસર, અહોરમજદનાં પોતાનાંજ નાંમ સાથે તાલુકો રાખી ચાલુ થયો છે. અને તે દિ-વશાથી "**નોરોજ**" યાને બાહારની ફસલનું શુરૂ કરના-રો ઉજાસ, તથા પેહેલી તેરીખ લાવનારૂં મોબારક નામ ચાલુ થયું છે.

પેદાકરનાર અષો અહુરમજદે આફ્તાબને રાહ માંપવા જે બાર **બોરજ** યાને બાર **મીનારા** કરેલા છે, અને તે દરેક મીનારાના ગુણમાં હદસર આફ્તાબ બરાબર આવતાં નાંમ બનાંમ ઉપલી દરએક ફસલો જાહેર થતે મીનારાનું સેવટ એક કીમીઆ તરીકે થઈ રહીઊં છે.

આફ્તાબની ચાળથી ખીળી આવતી દરએક ફસ-લને આપણાં બોલવાના ચાલુ વપરાસમાં "ગાહંમબાર" નાંમ અપાયલું છે. અવસ્તામાં "**રૂતુ**" શબ્દનો તર-જુમો ભાષા લખનારાંઓએ શરૂઆતથી "**રૂત**" અથ-વા "**રૂતુ**"નો કરેલો છે. યજશને મધે જાબજા "**રથ્વો-બેરેજતા**" એવાં નાંમની બંદગી પઢવામાં આવે છે. એનું પેહેલું "**રથ્વો**" પદ ઉપલા "**રૂતુ**" શબ્દ ઉપ

રથી નિકળેલું "**રૂતુ**"ને અરથેજ જણાએળું છે. અને "**એરેજતો**" પદનો અરથ "**જમાવ થવું,**" "**ઢગ બનવો,**" "**ગાચ ખીલી આવવું,**" "**જઠો બનવો,**" "**વખારથવી**" ઇત્યાદી, એવો થાએછે. એ ઉપરથી મોરાદી માએણી "**ઢગ બનવો,**" "**જમાવ થવું.**" "**રથવો એરેજતો**" એટલે "**રૂતુનો જમાવ,**" "**વકતનો જમાવ**" અથવા "રૂતુ" યા "વકતની વખાર" એવો થાએ છે. આએ અવસ્તાનાં ઉપલાં "**રથવો એરેજત**"નો તરજુમો પાજંદ તથા ફારશી ભાષા વાલાઓએ "ગાહંમબાર"નો ચોકશ ગોઠતો કરેલો છે. અને તે ઉપલા અવસ્તા કેડે બે શબ્દોની જોડણીથીજ બનેલો છે. "**ગાહંમબાર**" લોગત માહેલો પેહેલે "**ગાહ**" લોગતનો અરથ પાજંદ અને ફારશીમાં "**વકત**" નો થાએ છે, તથા "**ઢગ**" અને "**વખાર**" અરથે "**અનબાર**" લોગત જોડાઇને "**અ**" શંસેપથાઇ "**ન**" નો અનુસ્વાર બની "**ગાહંમબાર**" લોગત "**વકતનો જમાવ**" યા "**રૂતુની વખાર**" એવે અરથે ભાષાઓની શુરૂઆતથી કેતાબોમધે લખાતો, તથા બોલાતો, હાલે શુધી આપણાં માહાવેરા મધે કાએમ છે. "ગાહંમબારો"નુ જશંન, માત્ર આફતાબની ચાળ બાર રાશીમાં પુરી થતે છ ફસલો ઇનસાંનની ઉત્પંતીના કાએદા મધે બરપા થાઇ, આફતાબની ચાળ પાછી પેહેલા બોરજનાં નુકતાં ઊપર મંડાંણ થતા દિવશને "**નોરોજ**" યાને "વરશની શુરૂઆતનો નવો રોજ" કરી કુદરતીજ બોલાયામાં આવેલું છે.

દાદાર અહુરમજદે, પેદાએશના આફ્તાબની પેહેલી શુરૂઆત, "ફ્રવરદીન" બોરજનાં મુલ નુક્તા ઉપર કરતાં, તે બાવંદની મરજી એટલીજ કે, માણશ માત્રનાં રૂહને, આએ દુન્યાઇ કાએઆમધે કરામાંત કરી, પોતાની સેતાએશ કરાવવી. એ "ફ્રવરદીન" રાશીને અવસ્તા મધે "**અષઓનાંમ ફ્રવાષેનાંમ**" એટલે "**અષોઓની ફ્રવર્ષીઓ**" અથવા **પવીતર ફ્રવષાઓ**" એમ નાંમ આપેલું છે. એ અષોઓની ફ્રવષીઓને, આફ્તાબની ચાળથી જગત અથવા જીવતર બનવાની બાર બોરજની બરકરારી, તે બાવંદે પોતાનાં "અષો" નાંમ વાળી શકતિઓ સાથે શોભા આપેલી છે. અવસ્તા મધે જાબજા "**અષાઉમ અહુર મજદ**" યાને "અષો અહુરમજદ," એવાં બરકતી ભરેલાં પોતાનાં "અષો" નાંમનો ઇનસાંન બક્ષેશ થતી "ફ્રવષી," (બોલતું આત્મા) "રૂહ," અથવા "આત્મા" શકતીઓને અરપણ કરી, તેને દુન્યાઇ દેહેમાં ઉતારવા માટે શુરજને પેહેલી રાશીથી ચાળુ કરેલો છે, જેહેની શુરૂઆત થતો દીવશ, ઇનસાંન માત્રનો, "**નોરોજ**" તરીકે ગણાતો આવ્યો છે.

આફરંગાંને ગાહંમબારના અવસ્તા ફકત છ ફસલની બંદગી અને જશાંનની ફરજ બતલાવે છે. તે દરએક ફસલ, ઊપળા યજશને માહેલા બગાંન યશતના અવસ્તા મધે જણાવેળી, છ મજલા વાળી પેદાએશની, ઉત્પંતી દેખાડાવે છે. તે ફસલ નીચે મુજબ છે. પેહલી ફસલનું નાંમ "**મઇડીઓ જરેમહએ**" એટલે કે,

"ભર લીલોતરી" ની છે. જેમાં આસ્માનની પેદાએશ સારૂં તે બગાંન યશતના અવસ્તા મધે "**અપ્નો દાઓથહોઇદિ**" પદ આવેલું છે. એજ અવસ્તાનો તરજુમો ફારશી "સદદરે બુનદેહેશને" મધે એકજ રીતે કરે છે કેઃ—"બદીંવકત એજદ તઆલા આસ્માંન દાદ" યાને એ "મેદીઓ જરેમ વકતમાં ખોદાતાલાએ આસ્માન પૈદા કીધો." એ ઊપરથી એટલોજ સાર નિકલે છે કે, એ મએડીઓ જરેમ ફસલમાં પાક યજદાં તાલાએ આસ્માનને, તારાઓના દોડથી સંપુરણ ગેરદેશ લેતો, તેની અરદીબેશત રાશીમાં, અરધ ભાગે, બાહારને ખીલવનાર ઢીલા રસથી, તૈયાર કીધો. વીસ્પરદ બંદગીના પેહેલા હા મધે લખેછે કેઃ—"**મઇડીઓ જરેમહુએ પયંધહો**" એટલે "બાહારની બસંતીનો ઢીલો રશ અથવા દુધ." આએ અવસતા મધે "પયંધહો" પદનો અરથ "બાહારની બસંતીનો ઢીલો રસ દુધ" નાં આફપતમાં આવેછે.

એ પછે બીજી ફસલનું "મઇડયોશ્મહર એટલે કે, ભર ગરમીની છે, જેમાં પાંણીની નીરમળ પણાંની ઊત્પંતી ઉપર આવતાં બગાંન યશતના અવસ્તા મધે "**આપો**" એવું પદ જણાવેલું છે. સદદરે બુનદેશને મધે લખેછે કેઃ—"બદીં વકત દાદાર અહુરમજદ આબ દાદ." યાને એ વકતમાં દાદાર અહુરમજદે પાણીની પેદાએશ બક્ષી." વીસ્પરદની બંદગી મધે કેહેછે કેઃ— "**મઇડયો શ્મહએ વાસતરો દાતન્યએહએ.**" યાને "ભર ગરમીનો ઘાસની કાપણીનો સમો." સુરજની

૧૫

ચોથી તીર રાશીના અરધ ભાગનો પુરતો દેખડા-વેલોછે.

ત્રીજી ફસલનું નામ "પએતે શેહમ" ગાહંમબાર બાકની પેદાએશનો આવ્યાથી, બગાંન યશત મધે "**જેમો**" પદ "ધરતી" ને અરથે વપડાયલુંછે. ઊપલી સદદર મધે લખેછે કેઃ—"બદીં વકત દાદાર અહુરમજદ જમીન દાદ." યાને "એ અવસરે દાદાર અહુરમજદે જગો અથવા જમીન પેદા કીધી." વીસ્પરદ બંદગી મધે કેહે છે કેઃ—**પઇતિશહ્યએહએ હ્હયએહએ**" એટલે કે, "કઠોલ, તથા મેવાની ઊત્પંતીનો સમો." એ રીતે સુરજની છઠી શેહેરેવર રાશીની સેવટે ઓલખાવ્યો છે.

ચોથી ફસલનું નામ "અયાથ્રેમ" ગાહંમબાર, વનસ્પતી ની પેદાએશ ઉગવવાથી, ઊપલા બગાંન યશતનાં અવસ્તા મધે "**ઊરવરયાઓ**" પદ, "ઝાડપાંણ" અથવા "વનસ્પતી"ને અરથે જોડાએલું છે. ઉપલી શદદર મધે લખે છે કેઃ—"દરીં વકત દાદાર અહુરમજદ ઓરવર દાદ" યાને "એ હંગાંમમાં દાદાર અહુરમજદે વનસ્પતીની પેદાએશ બક્ષી." વીસ્પરદ બંદગી મધે એ ગાહંમબારની ઓલખ એમ આપીછે કેઃ—"**અયાથરેમહએફ્રે ઊરવએસ્તરેમહએ વરષ્નિહરેશતાઇચિ**" એટલે કે, "અયાથ્રેમ ગાહમબાર રપીથવનની ચાલ પૃથવીની નીચે જવાનો, તથા વરસાદ વરશાવાનો સમો." સુરજની સાતમી મેહેર રાશીનું સેવટ જણાવી ખોલ્લો કરયો છે.

પાંચમી ફસલનું નાંમ "મઇડયારેમ" ગાહંમબાર, નફસે હેવાનાતની પેદાઇશ જણાવ્યાથી ઉપલા બગાંન યશતના અવસ્તા મધે **"ગેઊશ ચશ્વરે પઇતિશતનયાઓ"** પદો "ચોપગી ગાવ્યો દાદ ગાવની ઉત્પંતી" ને અરથે લખાએલાં છે. સદદરે બુનદેહેશને મધે લખે છે કે:—"દરીં વકત દાદાર અહુર મજદ હેવાંન દાદ ગાવ ગોસ્પંદ." યાને "એ વખતમાં દાદર અહુરમજદે હેવાંને મુનટક યાને મુંગુપરાંણી એટલે કે ગાવ ગોસ્ફંદોની પેદાઇશ સરજી છે." વીસ્પરદ બંદગી મધે એ વકતની ઓલખ એવી આપી છે કે:—**"મઇડયાઇરીએહએ સરેડહએ"** એટલે જે "વેહતી ભર સરદી."ની પેદાઇશનો વખત કરી જણાવેલો છે. એ વકત સુરજની દસમી દેએ રાસીનાં વીસ અંશો બરોબર ખલાસ કરેલો જણાવેલો છે.

છઠી ફસલનું નામ "હમસ્પથમએદેમ" ગાહમબાર, આદંમની પેદાઇશનો. ઉપલા બગાંન યશતનાં અવસ્તા મધે, **"નરશ અષઓનો બિપઇતિશતાનહએ જંથાદ"** એવાં પદો "બે પગાં માંણશનાં જનમથકી"લખાએલાં છે. સદદરે બુંદેહેશને મધે લખે છે કે:— "દરીં વકત દાદાર અહુરમજદ મરદુમ દાદ." યાને "એ વકતમાં દાદાર અહુરમજદે ઇનસાંનની પેદાઇશ બક્ષી." એટલે કે, હેવાંને નાટક યાને બોલતું આત્મ સરજીઊં. વીસ્પરદ બંદગી મધે લખે છે કે:—**"હમસ્પથ મએદયએહએ અરેતો કરેથ્નહએ"** એટલે જે "સુરજની રાહ સરખી કરનારી તથી; શીતલ

કાપનારો અવસર" કરી જણાવેલો છે. એ વકત સુરજની બારમી સફંદારમદ રાશીની શેવટ કરી સુરજની ચાલ બાર રાશીથી તમામ કીધી છે.

ઉપલા ખોલાસા પ્રમાણે દુન્યાંની પેદાએશ આફ્તાબ બાર બોરજમાં રાહ માંપતાં છ ફસલ યાને ગાહંમબારની પુરવણી કરવાથી થાએલી છે. હીઆં સવાલ ઉઠશે કે, એવો કુદરતવાંન સાહેબ, તેને શું બાર માસે આએ દુન્યાંની પેદાફશ પુરી કરી? એમ આપણાં ખયાલમાં આપણને વિચાર ઉપજે છે; પણ તેની રીતી જાંણવાની એ છે કે, પાક પરવરદેગાર સાહેબ કુદરતનો ખાવંદ છે, તેણે પોતે પોતાની રેહેમ ભરેલી નજરથી ચાહીઊં કે, એક ખેલકત બને, એટલામાં તે બની. પણ, તે વેહેણાંની ઉગવણીનો સઘલો ચાહ, બામદાદ થતે, પોતાની ચશંમ યાને આફ્તાબથી, ચોકશ ચાલુ કરયો છે. ઇજશનેના પેહેલા હા મધે કહીઊં છે કે:— "**હુઅરેચ ખષએતહએ અઊરવદ અસ્પહએ દોઇથરેહએ અહુરહુએ મજદાઓ.**" એટલે, "અંધાલીનો નાશ કરનારો, ઘણી તેજ ચાલ વાલો ખોરશેદ, અહુરમજદી ચશમો" યાને આંખ છે. આએ અવસ્તાનાં ખોલાસાથી આપણી ખાતેરી થાએ છે કે, તે કુદરતવાન કીરતારે પોતાની પેદાફશનો પુરતો ચાહ, જેમ ઇછેઓ તેમજ તે સઘળું તઇયાર ચશમથી જોયું અને તે જોવાની આંખથીજ સઘળું અજવાળામાં આવતું કરી મેલીઊં છે. આફતાબ એ અહુરમજદી આંખ છે. તે આંખનીજ મારફ્તે, બાર બોરજ વાલા તેના આંચકાના ફેરાવથી, સઘ-

લી તરફ તે કુદરતવાંન સાહેબે, પોતાની પેદાઇશનો છટ-કાવ અજવાળાં ભરેલો કરી મેલીઓ છે ઉપલી વીગતે આફતાબને બાર બોરજમા રાહ પુરી કરતાં, છ ફસલો આશકારા કરીને, પાછો તે સુરૂઆતનાં પેહેલા બોરોજના પેહેલા નુકતા ઊપર આવી, પોતાની ચાળનું પાછું મડાણ કરે છે, તે દિવશને "નોરોજ" કરી કેહે છે.

હું આગલ કેહી ગયો છું કે, શુરજના બાર બોરોજમાં ફરવાથી એક વરશ થાએ છે, તથા તેથીજ રૂતુમાં ફેરફાર પણ નિપજે છે. એ સાથે મેં એમ પણ જણાવ્યું છે કે, નોરોજની સાથે વસંત રૂતુ શુરૂ થાએ છે. એ વીશે "બુન દેહેશન" નામની પેહેલવી કેતાબ, કે જે સાસાનીઆંન તબકકાના જાહો જલાલી ભરેલા પેહેલા વકતમાં, અવસ્તાની ગવાહીને આધારે લખાએલી છે તેમાં નીચે પ્રમાંણે આવેલું છે કે:—

## પેહેલવી.

પરતુમ સ્પેહેર બરેહીનેદ અવશ સતરાંન અખ્ત રીપદશ ગોમારદે હોમનદ માદકોર ગોમન દેહદો મેન શાંમ. વરેહ—તુના—વદોપેતગર—વગરજંગ—વ શીરે—વ ખોશહી—વ તરાજુ—વ ગજદુમ—વ નીમાસ્પ—વ વાહી—વ દોલ—વ માહી. મવનશાંન પવંન બુનદેહેશને પવન ૨ વ હશત ખોરદે આમારીગાંન મવંનશાંનશમે ૧ પદએવર—૨ પેશ—૩ પરવેજ—૪ પરવીઝ—૫ પહ્ફ—૬ અવફસ્ત—૭ બિશાન—૮ રખદ—૯ તરહ—૧૦ અવરહ—૧૧ નહન—૧૨ મીઆન—૧૩ અવદેમ—૧૪ માશાહા—૧૫

રપીર–૧૬ હુસ્તુ–૧૭ સુબ–૧૮ નિર્ગફલુ–૧૯ ગરફશા–૨૦ વરંત–૨૧ ગાઊ–૨૨ મગુઇમુરૂ–૨૩ બુન–૨૪ દહફ–૨૫ દહતર–૨૬ વહત–૨૭ મીયાંન–૨૮ કહત. અજશા હરવીસ્પ બુન દેહેશાને જકે સતા માનશાને હુબશા કરદ હેંદ.

અરથ.

જમાનાંની શુરૂઆતમાં પ્રથમ આસ્માંન સરજીઓ છે, જેમાં સેતારાનાં દોર સારૂં બાર બોરોજો નાંમ બનાંમ મુકરર કીધા છે; (જેમકે આએ કોઠા મુજબ આવેલું છે.) ૧ વરેહ એટલે મેષ–ફરવરદીન. ૨ ગાવ એટલે વરશા–અરદીબેહેસત. ૩ દુપીદગર એટલે મેઠુન–ખોરદાદ. ૪ ગરજંગ એટલે કરક–તીર. ૫ શેર એટલે સહી–અમેરદાદ. ૬ ખુશાહી એટલે કન્યા–શેહેરેવર. ૭ તરાજુ એટલે તોલા–મેહેર. ૮ ગજદુમ એટલે વરશચક–આબાંન. ૯ નીમાસ્પ એટલે ધન–આજર ૧૦ વાહી એટલે મકર–દેએ. ૧૧ દુલ એટલે કુંભ–બેહેમન ૧૨ માહી–મીન–એસફંદારમદ. એ પ્રમાંણે જેઓને પેદાએસની શરૂઆતથી શરજીને તેઓનો શુમાર અઠાવીશ નક્ષેત્રમાં પ્રગટ કરયો છે તે નક્ષેત્રોનાં નાંમ (નો કોઠો આએ પ્રમાંણે છે.) ૧ પએદવર એટલે અસ્વની. ૨ પેશ એટલે ભરણી. ૩ પરવેશ એટલે કરતેકા. ૪ પરવેઝ એટલે રોહીની. ૫ પેહે એટલે મરગસર. ૬ અવેસર એટલે આરૂદરા. ૭ બીશાન એટલે પુનરવશી. ૮ રખદ એટલે પોશા. ૯ તરહ એટલે અસલેષા. ૧૦ અવરહ એટલે મઘા. ૧૧ નહન એટલે પુરવાફા-

ળગુની ૧૨ મીઆન એટલે ઉત્રાફાળગુની ૧૩ અવ-દેમ એટલે હશત. ૧૪ માશાહ એટલે ચીત્રા. ૧૫ સપુર એટલે સવાતી. ૧૬ હુસરૂ એટલે વીશાખા. ૧૭ સરૂબ એટલે અનુરાધા. ૧૮ નીર એટલે જેશટા. ૧૯ ગએલુ એટલે મુલ. ૨૦ ગરફ્શાહ એટલે પુરવાશાદ. ૨૧ વરંત એટલે ઉતરાશાદ. ૨૨ ગાંવ એટલે અભીજેત. ૨૩ મગુઈમુરૂ એટલે સરવન. ૨૪ બુનદેહ એટલે ધનેશાતા. ૨૫ કહતસર એટલે સતારીકા. ૨૬ વહુત એટલે પુરવાભાદરપદ. ૨૭ મીઆંત એટલે ઉતરા ભાદરપ-દ. ૨૮ કહત એટલે રેવતી. આએ અઠાવીશ નક્ષેત્રોથી સઘલી પેદાઈશની શુરૂઆત, અને તેથી દુન્યાનું કાએમ રેહેવું બરાબર કીધેલું છે.

ઉપલી પુરાતમ પેહેલવી ભાષાની એબારતમાં જે ૨૮ નક્ષેત્રો તથા ૧૨ બોરોજો લખાએલાં છે, તેને હીંદવાશીઓએ પોતાની સંશકરીત ભાષામાં તરજુમો કરી લીધેલો, તે બોલતાં નાંમ પ્રમાણે, હમોએ ઊપર મોકાબલે, કરી દેખાડેઆં છે. સરૂજીની ગેરદેશ, બાર બોરોજમાં તેનાં માહનક્ષેત્રો સાથે, શુરજને ફરીવલેઆથી નકી થાએ છે. એ રીતે બાર રાશીનું મંડલ માંપીને શુરજ પાછો પેહેલી રાશીનાં નુકતાં ઉપર આવે છે, તેને "**નોરોજ**" કેહેવામાં આવેછે.

હવે, ઉપર જણાવ્યા પ્રમાણે, શુરજને બાર બો-રોજમાં ફરવાના દોરના, ૬) ગાહમબારની વાંટણીથી થા-એલા ભાગોનાં દિવશોનો જે એકંદર સરવાલો મલે છે તે જમાવનુ નાંમ અવસ્તાના આસ્માંની કલામોમાં

"યારીઅ" એટલે કે, "ગાહંમબારી વરશ" એવું થ-એલું છે, જેને આપણે નાકેસ વરશને નાંમે ઓલખીએ છીએ. અને આપણે સઘલા જરથોશતીઓ જયારથી આ હીંદુસ્થાનની ફુલવંત જમીન ઊપર આવ્યા, ત્યારથી એજ વરશને આધારે, ધરમની સઘલી પવીત્ર કીરીઆ કરીએ છીએ.

ઉપર હું બોલી ગયો છું કે, "નોરોજ" એ પે-દાએશની શુરૂઆતનો પેહેલો દિવશ, તથા સુરજને "મેષ" રાશીમાં આવી, પોતાની ચાલ અસલ મુજબ પાછી શુરૂ કરવાનો ખાસ દિવશ છે. એ દિવશ ફ્રરવર-દીન મહીનો ને અહુરમજદ રોજનો જાંણવો. એ વિશે ફરહંગે જેહાંગીરી" તથા "ફરહંગે બુરહાંનેકાતે" તથા "રમસુલ લોગાત" મધે નીચે જણાવ્યા મુજબનું વરણન કીધેલું છે.

ફારસી એબારત.

"નોરોજે આમ્મે" રોજે અવવલ ફરવરદીન માહ અસ્ત કે આમદને આફતાબ બાશદ બ નો-કટએ અવવલે હમલ, વ રસીદને ઓ બઆંન બ-નોકટએ અવવલ બહાર અસ્ત. ગોએંદ દરી રો-જ ખોદાએ તઆલા આલમરા આફરીદ. વ હફ-ત કવકુબ દર અનુજે તદવીર બુદંદ. વ અવ-જાત હમે દર નોકટએ અવવલે હમલ બુદ. વ દરીં રોજ હોકમ શોદ કે બ સએર વ દઉર દરા-એંદ. વ આદમરા દરીં રોજ ખલક કરદ પસ બનાબરીન ઇન રોજરા "નોરોજ" ગોએંદ.

## ફારસી એબારતનો સાર

"નોરોજે આમે" એ ફરવરદીન મહીનાંનો પેહેલો દિવશ છે કે (એ દીવશે) આફતાબનું મેષ રાશીનાં પેહેલા નુકતામાં આવવું થાએ છે. અને તે (આફતાબ) નાં પેહેલા નુકતામાં પોંહોંચવાએ બાહાર (વસંત રૂતુ) ની શુરૂઆત (થાએ) છે. કેહેછે કે એ દહાડામાં ખોદાતાલાએ આલંમને પેદા કીધી, અને સાત ગ્રહો મધેના દરએકને બોલંદીમાં ફરતા કીધા. અને સઘલી ઉંનચાણમાંની બોલંદી પ્રથમ મેષ રાશીનાં પેહેલા નુકતામા હતી. અને એ દહાડે પ્રથંમ ગેરદેશ થવાનો ખોદા તાલથી હોકંમ થયો કે, તેઓ ચાલે અને ગેરદેસમાં આવે. અને એ દિવશને "નોરોજ" કરી કેહે છે.

હવે દુન્યાં મધે એ દિવશનો "નોરોજ" દાખલનો રેવાજ તથા તેની માહાભારત બુજોરગી કોણથી, કચારથી, કીયાંથી, શાકારણથી, તથા શિ રિતે ચાલુ થઇછે, તે ઉપર બોલવાનું હું શુરૂ કરૂંછું.

આપણાં અસલ દેશ ઇરાન મધે કુલ આલંમનાં બાપ, તથા પેહેલાં રાજયનો સ્થાપનાર, તથા ગુમ રાહઓને ખોદાઇ મારગ ઉપર લાવનાર, પેહેલા પેગંમબર "ગયો મરસ"ના વ ખતથીજ એ મોતેબર રસંમ જનમ પાંમી છે. તે નીચલા મોતેબર દાખલાઓથી, તમો સાંભલનારા ભાઇઓની ખાતેરી થશે. પેહેલવી દીનીકરદ કેતાબ મધે લખે છે કે;—

## પેહેલવી.

અનુજ કાર મહંમ નોહરોજ વ મતનેગાંન વ આવાની જશનીહા કેહોબન અએત મેન બુનદેહે-શને જકશ નોહીએ ફરદુમ યોમ અનાતુનત.

## પેહેલવીનો સાર.

નોરોજ તથા મેહેરંગાંન તથા એ વગેરે કદીમ જ-શનોનાં, બોલંદ, બરતર કાંમો જે છે, તે પેદાઇશની શુ-રૂઆતથી રોજે અવવલના ખોદાઇ કલાંમથી (ગયો મર-સે) રાખેલાં છે.

ફારસી વજરકરદ મધે લખે છે કે:-

## ફારસી.

દર ચેગુનગીએ પેદીદ આવોરદને માહા વ સાલહાએ કએઆંન નખોસ્તીન કયુમરસ ઇન મુ દદતે માહા બદવાજદેહ કેસ્મત કરદ અવવલ મુબ્દાએ તારીખ પેદીદ આવોરદ.

## ફારસી ફકરાનો સાર.

કએઆંની વરશો તથા મહીનાંઓને જાહેર લાવ-વાની કેફીઅતમો. પ્રથંમ ગયોમરસે એ મહીનાંઓની મુદત બાર ભાગ (યાને બાર મહીનાં) ઉપર કરી છે. અને પેહેલી તારીખ **નોરોજ**ની શુરૂઆત તે જાહેર લાવેલો છે.

સુરત શેહેરના શેઠ મીનોચેહેરજી ખુરશેદજીએ પુછાવેલા સવાલોના જવાબ, ૧૨૪૨ યજદજરદીનાં વર-શમાં, યજદ શેહેરના દસ્તુરો, મોબદો, તથા બેહેદીનોએ લખી મોકલ્યો છે તે મધે નીચે મુજબ લખેછે કે:—

## ફારસી એબારત.

અજ જમાંને હજરત કયુમરસ તા ઇમરૂજ "નોરોજ" કદીમ કે મોશદ અજ "નોરોજ આમ્મે" બાશદ બર નેહેજે દીને વેહ માજદ યસ્નાંન.

## ફારસી ફકરાનો સાર.

હજરત કયોમરસ્નાં જમાંનાથી તે આજદન સુધી, કદીમ "નોરોજ" કે જેને "નોરોજે આમ્મે" કરી કેહેછે, તે ભલી માજદયસ્ની દીનનાં સરેશતા પ્રમાંણે છે.

મરહુમ દસ્તુર મુલ્લાં કાઉશજી રૂસ્તમજીએ બનાવેલી "મુખ્તેસર નોરબે" નાંમની કેતાબ મધે નીચે મુવાફેક આવેલું છે.

"સરોશ ઇજદે ગઇઓમરસને ખબર કીધી જે
"ધંમબાર વરસ ૧ માં ૬ તેનાં દન ૩૦ ઈંજવા તથા
"કરવા. અને બંદગી પાંચે વખતની ફરજ છે તે બજા
"લાવવી. તથા દસ્તાંનની પરહેજ કરવી તથા દન ૧૦
"મુકનાદનાં છે તે દન ૧૦ માં એબાદત વીનાં બીજું
"કાંમ નહી કરવું. તથા બારે મહીનાનાં નાંમ તથા તરી-
"સે રોજનાં તથા પાંચ ગાથાનાં નાંમ તથા બારે જશન
"બારે મહીનાનાં. તથા અકદનો મારગ જે એ રીતે
"મરદ તથા એરતનો ગાંથ બાંધવો. તથા કુશતી હ-
"મેશે કમર ઉપર રાખવી. જે ખોદાના બંદાને બંદ-
"ગીનો બંદ નીશાંન છે તે ખોદાની દરઘાનાં ખાસ
"બંદાને. એ વગેરે જે ખોદાનો પેગાંમ હતો તે સરવે
"જાહેર કીધો તેથી ધંબાર તથા દન દસ મુકતાદના ક-

"રવા તથા કુશતી કંમર ઉપર રાખવી અને એ વગેરે
"બીજી કેટલીએક વાતો અસલથીજ છે, કાંજે જંમશેદ-
"નાં ધમબારનાં બાણાંની હકીકત તથા અસપંદારમદ
"તથા ખોરદાદઅમેશાસ્પંદો મીનોચેહેર પાદશાહની
"નજદીક આવેઆ તે બંને ફરેશતાઓની કમર ઉપર
"કુશતી હતી તેથી. તથા **"નોરોજ આંમે"** તથા
"**"નોરોજ ખાસે"**નાં કીધથી. તથા બારે મહીનાનાં
"જશનો કીધાની સેફતો લખેઆમાંછે તેથી તથા રૂવાં-
"નને દુખમામાં મુકવાથી. તથા બીજી વાતોથી શાહેદી
"જે કેતાબોનાં લખેલી છે તેથી જાહેર માલુંમ છે જે
"ધંમબાર તથા દન ૧૦ મુકતાદનાં તથા કુશતી બાંધ-
"વી તથા કેટલાએક અવસ્તા કદીમ જમાનાંથી ચાલતા
"આવીઆ છે."

વલી દીનકરદ મધે લખે છે કે:—

**પેહેલવી.**

મેન બુન દેહેશને જકશ નોહીએ ફરતુમ યોમ અનાતુનત. કયાંન ચસુન નોહરોજ વ અમર-ગાંન મરદુમ મદમ એસ્તશની હુકીનીદે હોમ્નદ.

**ઉપલા ફકરાનો સાર.**

પેદાએશની શુરૂઆતથી તે તેની શુરૂઆતનો પેહેલો દહાડો **"નોરોજ"** રાખેલો છે; જેમ કએઆંનીઓ અને તેમજ બીજા બેહદ માંણસો તે ઉપર કાએમ રહી, નેક કાંમો કરી ગયા છે.

વલી બીજી કેતાબો મધે એમ આવેલું છે કે, આપણાં અસલ દેશ ઇરાંન મધે પેશદાદ ટોલાના નાંમ-

વર શેહેનશાહ જંમશેદથી એ મોતેબર રસંમ જનમ પાંમી છે. એ નામાકીત શેહેનશાહે પોતાનાં રાજયમાં સઘલી વિદયા હોનરનો પાયો નાખ્યો હતો, એટલુંજ નહીં પણ સરવે પ્રકારની આબાદીથી પોતાનાં રાજયને તથા દેશને, જો હું આગલ વધીને બોલું તો, આખી દુન્યાંને, બેહેશત સરીખી બનાવી મેલી હતી. દુન્યાંના તથા રાજયના શુધારા તથા વધારાથી ફારેગ થઈને, એ પ્રખ્યાત શેહેનશાહ, જયારે આફતાબ પોતાના પેહેલા તથા મુખ્ય નુકતા ઉપર (એટલે મેષ રીશીમાં) અંવ્યો તે દહાડે પોતે ભારી દમામ તથા અજાએબ બુજોરગી સાથ તખ્ત ઉપર બેઠો, અને એ મુબારક દિવશનું એક મોહોટું શેહેનશાહી જશંન, આલંમના મેલાવરા સહીત, મોહોટી રામશાની સાથે કીધું હતું; જે "જંમશેદી નોરોજ"નાં કીરતીવંત નામ સાથ આજ સુધી ઇજત ભરેલી બરકરાર રહીલી છે. એ વિશે શાહાનામાં મધે, એ શેહેનશાહાનાં બએઆનમાં, શાએરોનો શાએર "ફીરદોસી તુશી" નીચે પ્રમાંણે બએઆન કરે છે—

### ફારસી બેતો.

ચુંન આં કારહાએ વએ આમદ બજાએ,
જે જાએ મેહી બરતર આવોરદ પાએ.
બ ફરરેહ કયાંની એકી તખ્ત સાખ્ત,
ચે માએ બદો ગોહર અંદર નેશાખ્ત.
કે ચું ખાસ્તી દેવ બરદાશતી,
જે હામુન બેગરદુ બર અફરાશતી.

ચું ખોરશીદ તાબાન મેઆંને હવા,
નેશસ્તેહ બરો શાહે ફરમાં રવા.
જેહાન અંનજમન શોદ બરે તખ્તે ઓએ,
અજાં બર શોદેહ ફરરહએ તખ્તે ઓએ.
બે જમશીદ બર ગોહર અફશાનદંદ,
મરાં રોજરા રોજે નો ખાંનદંદ.
સરે સાલે નો હોરમજે ફરવરદીન,
બર આસુદેહ અજ રંજ તનો દેલ જે કીન.
બ નોરોજે નો શાહે ગેતી ફરોજ,
બરાં તખ્ત બેનશસ્ત ફીરોજ રોજ.
ચનીન જશને ફરરોખ અજાં રોજગાર,
બેમાંદેહ અજાન ખુસરવાંન યાદગાર.

### બેતાનો સાર.

જયારે તેનાં તે કાંમોનો બંદોબસ્ત થયો, ત્યારે પોતાની મોહોટાઇમાં પગલું આગલ વધારયું. તેણે કએ-આંનીઓનાં દબદબા પ્રમાણે, એક તખ્ત બનાવ્યું કે જેમાં ઘણા કીમતી ગોહરો જડેલાં હતાં. એ તખ્ત જ્યારે પાદશાહ ચાહાતો ત્યારે દેવો ઊઠાવીને, આસમાન તરફ ઊંચે લેઇ જતા. એક વખતે તે હાકેમ પાદશાહ તે (તખત) ઊપર હવાની અંદર ખોરશેદની મુવાફેક ચમકાટ ભરેલો બેઠેલો હતો. જેહાનનાં લોકો તેની નજદીક એકઠા થયાં. આથી તેનાં નસીબ અને દ-બદબાનો વધારો થયો. તે લોકોએ જમશેદ પર ગો-હરો વધાવ્યાં, અને તે દહાડાને **"નોરોજ"** કરીને નામ આપ્યું. તે નવાં વરશાની શુરૂઆત ફરવરદીનનાં

અહુરમજદ રોજે. લોકોનાં તંન જેહમતથી, અને દેલ કીનાંથી, મોકલાં હતાં. "નોરોજ"ને દહાડે ઉપલો, દુન્યાને રોશન કરનાર પાદશાહ મજકુર તખ્ત ઊપર નેક ફાલે બેઠો. આવું આ નેક જશન તે જમાનાંથી આએ પાદશાહ સાથે યાદગાર રહેલું છે.

એજ બાબદને મલતો દાખલો "ફરહંગેજેહાંગીરી" તથા "બુરહાંનેકાતે" તથા "સમસુલ લોગાત" મધે નીચે મુવાફૂક આવેલો છે.

## ફારસી એબારત.

ગોફતેહઅંદ કે જમશીદ કે અવવલ જમ નાંમ દાશત સએરે આલંમ મીકરદ ચું બ આજરબાઈજાન રસીદ ફરમુદ તખ્તે મરસઅશ દર જાએ બોલંદી રો બજાનેબે મશરેક ગુજારંદ. વ ખુદ તાજે મરસઅ બર સર નેહાદેહ બરાં તખત નેશસ્ત. હમીન કે આફતાબ ટલુઅ કરદ પરતવશ બરાં તાજ વ તખત ઓફતાદ સઆઈ દર ગાએઅત રોશની પેદીદ આમદ. મરદુમાંન અજાં શાદમાંન શોદંદ વ ગોફતંદ ઈન "રોજ નો" અસ્ત વ ચું બ જબાંને પેહેલવી શઅઆરા શીદ મીગોએનદ ઇંન લફજરા બર જમ અફજુદંદ વ ઓરા જમશીદ ખાનંદ. વ જશન અઝીમ કરદંદ વ અજાં રોજ ઈન રસ્મ પએદા શોદ.

## ફારસી એબારતનો સાર.

ઓલમાઓએ કહેલું છે કે, પાદશાહ "જમશેદ" કે જેનું નાંમ પરથમ "જમ" હતું. અને તે પાદશાહ દુન્યા-

ની મુસાફરી કરતો, જેવારે "આજર બાએજાન" શેહરમાં પોંહોંચીઓ તેવારે, તેણે ત્યાં એક ઊંચી જગો ઉપર બેમુલા ઉમદા ગોહરોથી સુંદર રચેલાં તખ્તને પુરવ દશાની તરફ મોહોડું કરી મુકાવ્યું. અને તેવાંજ જવાહેરોનું એક તાજ પોતાનાં સર ઉપર રાખીને તે તખ્ત પર બેઠો, તે એવી રીતે કે આફતાબની ટલુ થતાંજ તેના કીરણો તે તાજ તથા તખત ઉપર પડયાં, જેથી તે જવાહેરોના ચમકાટમાં અતીઅંત શેશાની ઝલકી રહી. એ ઊપરથી દુન્યાનાં આદમીઓ ખુશહાલ થયાં, અને કેહેવા લાગીઆં કે, આએ "નોરોજ" એટલે કે નવો દિવશ છે; અને જે તે જમશેદનું નાંમ અસલ "જમ" હતું, તે ઉપર "શીદ" લફ્જ વધારીને, તે પાદશાહને તે દિવશથી "જંમશીદ" કરી કેહેવા લાગા અને તેઓએ એક મોટું જશન કીધું, અને તે દહાડેથી એ રેવાજ ચાલુ થાયલો છે.

આએ ઉપર જણાવેલા પવીત્ર અવસતાના તથા પેહેલવી, ફારસીના ફકરાઓ ઉપરથી "નોરોજ" નો રેવાજ આએ દુન્યા મધે કોણથી તથા કીઆરથી જારી થયો, તે વિશેનો ખોલાસો કરેલો તમોએ જોયો. "ફરહંગે જેહાંગીરી" મધે "નોરોજે આમ્મે" એવો શબ્દ વપરાએલો છે, તેનો ખોલાસો જાણવો જરૂરનો છે. અસલ કેતાબોની અંદર "નોરોજ" મુખ્ય બે લખાએલા જોવામાં આવેછે. પેહેલો "નોરોજે આમ્મે" અને બીજો "નોરોજે ખાસે." ઉપર જે મે "નોરોજ" નો દિવશ જણાવ્યો તે ફરવરદીન મહીનાનો હોરમજદ રોજ-

નો જણાવ્યો છે, અને જેબ્બી કાંઇ કહીઉછે તે, **"નોરો-જે આમ્મે"** નાં સંબંધનું જાણવું. આગલા વખત-માં ઇરાંન મધે, તેઓ એ દિવશનો મહીમાં શાંમશાની તથા ખુશાહાલી સાથે ગુજારતા હતા, અને તેનાં જશનો તથા ખાણાં પીણાં વગેરે ભારી ઉલટથી કરતા હતા. અને તેજ દુન્યાનાં લોકોનો તેમજ વરસનો ખરેખરો પેહેલો તથા **"નવો દિવશ"** છે. એ દિવશને આપણાં ઘણાં એક લોકો **"નોરોજ"** એ બોલ, એથી તદંન ઉલટી-જ રીતે, જુદાજ દિવશને કેહેતા જણાએ છે. વરસનાં સઉથી પેહેલા દિવશને નોરોજ કેહેવાને બદલે, વરસનો સઉથી છેલ્લો દિવશ, જે "વેહેશતોઇશત" ગાથાનો છે, તેને નોરોજ કેહેછે. પણ એમ કરવું કેટલું ઉલટું છે તે આપણે "નોરોજ" એ શબ્દના અરથ ઉપરથી પેહેલાંજ જોઇ ચુક્યા છીએ. એમ ફેરફાર બોલવાનો રેવાજ, કેમ અને કીઆંથી પડયો, તે ચોકશ કહી શકાતું નથી. જે-ઓ સફંદારમદ મહીનાના છેલ્લા દિવશ, વેહેશતોઇશત ગાથાને "નોરોજ" કહેછે, તેઓ ખરા નોરોજને, એટલે ફરવરદીન મહીનાનાં હોરમજદ રોજને "પતેતી"નાં નાં-મથી ઓલખે છે. "પતેતી" એ બોલ "પતેત" ઉપરથી નિકલેલો છે, જે "પતેત" બોલનો અરથ "પશેમાંની" એવો કરતાં, "પતેતી" નો અરથ "પષેમાંની કરવાનો દી-વસ" એવો થાયછે. એ નાંમ પણ એ દિવશને લાગુ પ-ડતુંજ છે. તે એમ કે, પસાર થએલાં આખાં વરસમાં આપણથી જે જે ગુનાહ થયો હોય, તે વિશે પાક પરવરદેગારની જનાબમાં પતેત કરી પસ્તાવો કરવો, તથા બે-

સતાં નવાં સાલ માંટે નેક દોઆ ચાહાવી. વેહેશતોઇશિત ગાથાના દિવશને "નોરોજ" કેહેવાની રીતી હવેથી નિકલી જવી જોયે છે.

"નોરોજ"ના દિવશે પાક હકતાલા પાસે આપણને જે માંગવું છે તે મુખ્ય બે પ્રકારનું છે. ગુજરેલાં સાલમાં થાએલાં પાપોની માંફી ચાહાવી, અને બેસ્તાં સાલ માટે સુખાકારી તથા આબાદી ઇછવી. એ દિવશે પાક હકતાલાની નઇઅતે તથા વનત ઇજદની નઇઅતે, તથા અષો ફરોહરની નઇઅતે, યજશને, બાજ, તથા આફરીગાંન કરાવવાં ઘટેછે. અને એ દહાડે હોરમજદ યશત જેમ બને તેમ વધારે પઢવી અને વનંત યશત પણ પઢવી જરૂર છે. એ વગેરે જેબી ફરજીઆતો મુકરર ફરમાવેલી છે તે ખાખસુસ બજા લાવવી.

એ "નોરોજે આમ્મે"ને દિવસે પોતાની શકતી અને ગુંજાસ પ્રમાણે, સખાવત કરવા લાએકનાં ગરીબ નાચાર લોકોને સખાવત કરવી, કારણકે, તેથી કરીને શુભ વખતે જે તે લોકો દોઆ અથવા આશીરવાદ દીએ, તે ખચીત આમીન થયા વગર રેહે નહીં. બીજું એ કે, એ મોબારક દિવશે સરવેઓએ પોતાની ગુંજાસ મુવાફીક સારાં વસ્ત્ર પેહેડી, બંદગી કરી, પાક યજદાંની જનાબમાં શુકર ગુજાર થાવું; અને પોતાની ગુંજાસ મુવાફીક ખાણું પીણું પોતાનાં કુટુંબ સાથે નોશ કરીને પાક યજદાંના શુકર ગુજાર થાવું જોયેછે. એ મુબારક દિવશ સારી ગમતો, અને નીરદોશ રમુજોમાં ગુજારવો જોયેછે: નહીં કે જુગાર રમવો તથા નીચ ગમતો મેલવીને ગુનાહ કરવો !

ભાઇઓ ! કેટલાએક લોકો એ મુબારક દહાડે, એમ વિચાર કરેછે કે, એ દહાડે તો બચીત જુગાર રમીને વરસ અજમાવવું જોઇએ. એવા ગાંડા વિચારથી તેઓ, સઘલી ખરાબીનું મુલ જે જુગાર, તે રમેછે. પણ તેઓ વીચાર નથી કરતા કે, એવે શપરમે દહાડે તેઓ હાથે કરીને નુકસાંની તથા ગુનાહાનાં બીજનાં સાથી થાએછે. જુવો બેરાદરો, એ નાસકારક રમતથી શું શું નુકસાનો તથા કેહેવા ગુનાહાઓ થાએછે તે, નીચલી બાબતોથી તમોને જણાશે. જો તે જુગાર રમનાર ભોગ ચોગરીએ જીતે છે તો, પછી તેની પછવાડે ખરાબ માંખો ભમતી ફરેછે, અને તેને ખરાબ રસ્તે લેઈ જવાની કોશેશ કરેછે. એથી, પેલો વગર મેહેનતે મેલવેલા રૂપીઆવાલો શખસ, તેમ કરવાને કશો આંચકો ખાતો નથી, કારણકે, એક કલાક કે અરધા કલાકમાં સેંકડો અને હજારોની ઊઠેલપાઠેલ કીધેલી હોએછે. વલી તે સાથે પેલા હારેલાની, એવા મોબારક દહાડા ઉપર તેને હાએ નેસાસ લેવી પડેછે. વલી જો કોઇ ભોગ ચોઘડીએ હારી જાયછે તો પછી તે એંતનો મારીઓ કરજ કરેછે, અને તે છતાં પણ હારેછે, ત્યારે તેનાં કેવા બુરા હાલ થાય છે. નહીં તેને ખાવાનું કે પીવાનું, કે નહીં તેને હસવાનું કે બોલવાનું સુહજ પડતું, ને વલી તે સાથે કરજના કાઢેલા રૂપીઆ અદા કરવાના અંદેશામાં પડવું પડેછે; એવી રીતે તેને સપરમો દહાડો ગુજારવો પડેછે. એવી રીતે, જીતનાર તથા હારનારનું વરસ અજમાંવેઆમાં આવેછે. એક તો જીતીઆની ઉલટમાં ગુ

નાહાનો સાથી થાએછે, ને બીજો તો હારવાની મોજવણ માં ગમગીનીનો સાથી થાયછે. વલી એ બુજોરગ સપરમે દહાડે સુલેહેને મેલવવાનો ઉપાય કરવો જોઇએ તે ઠેકાણે રમનારાઓનાં દેલ એક એકથી ઊલટાં અને એકેકથી કચવાએલાં થાએ છે, અને તેથી સાંમણાં છુપી અથવા જાહેર દુશમનીનાં સાથી થાએ છે. એવીરીતે નવાં વરસનું મુબારકીપણું તે જોગારીઓને હાંસેલ થાએ છે. એવી બુરી ગમતથી તો ઓર ફાએદાને ઠેકાણે નુકશાની, ખુશીને ઠેકાણે ગમગીની, અને દોસ્તીને ઠેકાણે દુશમની પ્રાપ્ત થાએ છે. તે સાથે નાંમદાર સરકારનો કાએદો તોડવાના વાંકમાં આવવાથી તકશીરવાર થાઇ, દંડાવવું પડે છે અને એક ડામીજ દાખલ નાંમ નોધાવવું પડે છે, હવે એ મુકીને બીજી કેહેવી મોબારકબાદી મલે! ભાઇઓ, એવી રમત અને ગમતજ નુંકશાન ભરેલી હોય છે, ત્યારે તે મધેથી ફાએદો કવચીત પણ નહીજ મલે. એ રમતજ ગુનાહા ભરેલી, હરાંમખોરી ઉસકેરનારી, તંટો ફેસાદ ઊભી કરનારી, અને સેવટે મોટું નુંકશાંન કરનારી છે, માટે, એવી નુકશાંનકારક અને ગુનાહભરેલી રમતો રમવી, ખરા મજદયસ્ની લોકોનું કામ નથી. એ કાંમ ખરા દેવયસન લોકોનું છે. માટે ખરા દીનદારોએ બચીત યાદ રાખી, એ બુરા મારગથી, એ મોબારક દહાડે તો શું, પણ હમેશાં દુર રેહેવું જોઇએ છે. બીજું, એ મોબારક દહાડે કેટલા એક લોકો ઉલટમાં આવી, શરાબની દોસ્તી પણ વધારે કરે છે. તે દોસ્તીની મદદથી તેઓને બીજાં ઘણાંએક ખરાબ કાં-

મો સુહુજ પડે છે. તે સાથે તે દોસ્તીનાં આકલાંટ પણા-
થી, દરીઆ, તળાવો, તથા કુવાઓમાં નાહાવાનું તેઓને
સુહુજ પડે છે. એથી કોઈ વખતે કોઇનો જીવ જાવા-
નો સોદો થાએ છે. એવા બદનામી ભરેલા ઘણા બનાવો
આવા નેક દહાડાને બદનાંમી અપાવવા બન્યાછે, અને
બને છે. એવી ગુનાહા ભરેલી, બીજાઓને દુઃખ દેના-
રી, અને ગમગીન કરનારી રીત નહી બનવી જોયે. જુ-
વો, એ કામ કરનારા કેવા તકસીરવાર થાય છે. એકતો
પોતાની હુલરાઇથી પીઆરો જાન બરબાદ કરે છે તેથી,
તે પોતાના ખોદાનો મોટો તકસીરવાર થાય છે, અને બી-
જું તો લોકોને સપરમે દહાડે, ગોએઆ દુઃખ દેઇ કકલા-
તમાં નાંખવા બરાબરનો તકસીરવાર થાએ છે, અને ત-
રીજું તો તેનું નામ દુન્યામાં બદનાંમી સાથે રેંહે છે કે,
ફલાનો ફલાને દિવશે દારૂ પી, છાકતો થાઇ નાહાવા ગ-
એઆથી, અથવા ફલાંનું બુરૂં કાંમ કરવાથી મરી ગયો.
એવીરીતની બદ નામી સાથે તેનું સેવટ આવે છે. માટે
ભાઇઓ, એ કામબી ખરા મજદયસ્નીઓનુ નહી,
પણ ખરાજ દેવયસ્ની લોકોનુ છે. માટે હદથી ખાવું
પીવું, તથા કાંઇબી કરવુ એ સવાબછે, અને હદથી જ-
યાદે જાઇને નુકસાંન કરવુ એ મોટો ગુનાહ છે. માહારા
બાહાદુર બુનીઆદના ભાઇઓ! આપણને ખુબ સાવ-
ચેત રેંહેવાને વાસ્તે આપણો પવત્રી ધરમ ભલાંમન કરે
છે; તે ભલાંમનથી જો આપણે ચાલશુ તો, બંધે જે-
હાંનમાં સુરખરૂહ રેંહેશુ, અને આએનદેહ વખતે બં-
ધે દુન્યામાં માંન અને ઇજત સાથે આપણુ નામ લેવા-

રો. માટે ભાઇઓ એ મુકી આપણને બીજું શું જોઇયે ! ભાઇઓ ! એ મોબારક "નોરોજ"ને દહાડે, આપણને જેમ બને તેમ આપણાં લોકો સાથની દુશમની છોડી, દોસ્તીની ખાહેશ રાખવી જોઇએ છે. તે સાથે એ મોબારક દિવશે, પવિત્ર લોકો સાથે હમશરીક થવા માટે હમાજોર લેઈ, તેઓનાં સવાબમાં હમશરીક થાવાનો આપણને હોકમ છે; માટે તે હોકમ બજાવવાને ખુબ ખંતી રેહેવુ જોઇયેછે.

હવે આએ "નોરોજ"ની બાબત તમામ કરતાં, આવતી કાલના નોરોજની મુબારકબાદીમાં, ખાકસાર, તમો બેરાદરોને, તથા જરથોશતી ખાસો આમને, કાંઇક દોઆ કરવા માંગેછે, તે તમારા ઉપાધીઆ તરીકે મને કરવા દેવો, અને તે મધે તમો હમદીન બેરાદરો પણ ખરાં જીગરથી શામેલ થાવો—

અએ અષો અહોરમજદ ! આવતી કાલનું હમારૂં બેસ્તું ૧૨૪૩ મું નવું સાલ, જગતનાં અંદર ખુશહાલીથી ભરેલું તું ગુજાર ! પેદાએશ માત્રમાં આબાદાનીનો ઝરો તું ફેલાવ ! કુદરતની કરામત તથા જાનદારોની હાલતમાં રસ કશનો વધારો તું કર ! દુન્યા મધેની કુલે ખેલકતમાં સુખાકારી તથા રાહતની ખુશબોઈ તું પસરાવ ! ગેતીને આરાસ્તગીથી તથા ખેતીને તાજગીથી ભરપુર તું કર ! વેપાર તથા રોજગારમાં નફાની અફજાએશ તું કર ! હમારી કોમમાં એખલાસની વસ્તી તું વસાવ ! નેકીની ફતેહથી બદીનું, તથા સુખની જએથી દુઃખનું મોંહ તું કાલું કર ! ઓ ! ગેબી કરામતના સા-

હેબ! હમારાં ઘર અને મોહોલાઓમાં સવાબ અને સાહેબી, ફાયદો અને લક્ષમી, સુખ અને આશાનીનું હમેશ લગીનું પોહોંચાડવું તું કર! મારા હમદીન જરથોશતી ટોલાને ચોખંડ પુરૂથવી ઉપર કીરતીનાં કીરણોથી ભરેલો રાખ! ધરમપર ચાહ, દેશનું અભીમાન, તથા જાતનો જુસ્સો, તેમણાં દેલમાં નવેસરથી સજીવન કર! તેઓની હરકોતીને જર બેખથી ટાલી, બરકતનો વકત તું જારી કર! તેઓની અવલાદનો વધારો અને તેઓને કદાવરી તું બખશ! ઓ! સઘલી હસ્તીને પેદા કરનાર ખાવંદ! આ હમારા ટોલા ઉપર, જે કેટલુંક થયું પડતી દશા આવી પડીછે, તેને પાછી તેની આગલી જાહોજલાલીમાં આવવાને મદદગાર તું થા! આ જગો ઉપર એકઠા થએલા મારા ભાઈઓને નેક હેદાએત તુ બખશ!

અથસ્તા.

આફ્રીનાંમિ દરેઘેમ જવ ઉશ્ત જવ અઉઅંઘહફ નરાંમ અષનુનાંમ. અથ જમ્યાદ યથ આફ્રીનાંમિ.

હું દોઆ કરૂંછું કે, તમો ઘણું શુધી જીવજો! નેકી, ભલાઈ અને ખુષી સાથે જીવજો! અષો લોકોની દોઆની મદદ સાથે જીવજો! જે પ્રમાણે મેં તમોને દોઆ કીધી તે પ્રમાણે તમો સઘલા ભાઈઓને આમીન થાજો! આમીન!



### પાક પરવરદેગાર સાહેબની મદદ હોજો.

# રપીથવીન.

માહારા હમદીન બેરાદરો! હવે તમો નજદીક હમો "રપીથવીન" વિશેનું ટુક બએઆંન કરવા માગીએછીએ, તે તમોએ સારી રીતે ધેઆંનમાં રાખીતે ઉપર તમારે અમલ કરવો સજાવાર છે.

ભાઈઓ! "રપીથવીન" એટલે શું? "રપીથવીન"નું જશાન હાવી દબંદબા ભરેલી રીતે કરવાનું કારણ શું? "રપીથવીન"નું જશાન કરવાથી આપણને હાંસેલ શું? અને એ નહી કરવાથી ગેરફાએદો શું? એ વિશે, સહમજાવવાને હમો શુરૂ કરીએ છીએ.

"રપીથવીન" એ શબ્દ માંથ્રે યાને અવસ્તા જબાંનનો છે. એ શબ્દને પેહેલવી તથા ફારસી ભાષા મધે પણ નકલ કરવામાં આવેલો છે. "રપીથવીન" એટલે કે, "રવી ચલકાટ," અથવા "ચકચકીત ગરમી," અને "બાહારની ફસલ" તથા "વસંત રૂતુ" ને કેહે છે. "રપીથવીન" તે દક્ષિણ દિશાનેબી કહે છે, કે જે તરફ સુરજની ચાલ, તથા તેજશ્વી ગરમીનો સમુદાય અઠાગ છે. "રપીથવીન" એ, દહાડાની પાંચ ઘેહો મધેની બીજી ઘેહેનેબી કેહે છે. "રપીથવીન" એ, એક ફરેશતાનું નામ પણ છે, કે જે ફરેશતો દહાડાની પાંચ ઘેહો મધેની બીજી ઘેહેનો પાસબાન છે, કે જેને અવસ્તા મધે "અષહએ વહિશ્તહએ" એટલે કે, "અરદી બેહેશત," યાને "ખાલેસચલકતાં બેહશતનો પતી."

હમણાંજ તમો દીનદારો નજદીક, **"નોરોજ"** ની વાઆજ મધે "નોરોજ" ના દહાડાની બુજોરગી-નું તથા વસંત રૂતુનું બયાન હમોએ કહી શંભલાવ્યું છે, તે સઘલું બયાન **"રપીથવીન"** વિશેનુંબી શાહમજવું. એ સઘલું બયાન, જો પાછું તમો દીનદારો નજદીક હ-મો જણાવીએ તો, ઘણું લંમબાણ થાએ છે, તેથી અ ત્રે ખતંમ કરીએ છીએ.

ઉપલી નોરોજની વાઆજમાં જે બાબતો હમોએ વવરી કરીને તમો નજદીક જણાવી છે, તે ઉપરથી એ બુજોરગી ભરેલા મોબારક દહાડા વિશેનાં જશંનની ખુ-બી તમોને માલુમ પડી હશે. એવાં માહભારત કારણો ઉ-પરથીજ, આપણાં નયાગાંનો બીજાં જશનો કરતાં, એ જશાન દબદબા ભરેલી રીતે, ભેગા થઈને કરતા આવ્યા છે, અને આપણે પણ તેજ મીસાલે હાલે કરીએ છઈએ. એવાંજ કારણો ઊપરથી આપણાં ભલી દીનનાં પવીત્ર દફતરો મધે, દરએક જરથોશતી, તેમાં શું મરદ કે ઓ-રત તથા ફરજમાં આવેલાં બાલકો, એ સરવેઓને રપી-થવીન ઇંજવા તથા ઇંજાવવાની મોહોટી ફરજ આપેલી છે. જો તે ફરજો આપણે ન બજાવીએ તો તેનું દર વ-રશ ગુનાહનું કરજ વધે છે.

હવે હું એ "રપીથવીન"ના અમલનું બએઆંન, આપણી ભલી દીનનાં દફતરોથી શુરૂ કરૂં છું. ફરવરદીન મહીનો ને અહુરમજદ રોજ કે જેહેને **"નોરોજે આ મે"** કરી કેહે છે, તે બુજોરગ અને ખુબીવંતા દહાડા-થી **"રપીથવીન"**નો અમલ આએ દુન્યામધે ચાલુ

થાએ છે, તે મેહેર મહીનોને અનેરાન રોજે એટલે સાત માસે તે અમલનું ઉતરવું થાએ છે. પછે આવાં મહીનો ને અહુર મજદ રોજથી તે સફંદારમદ મહીનો ને વેહેશતોઇશિત ગાથા શુધી પાંચ માસ તલક, તે "રપીથવીન" જમીન ભીત્ર તથા ઝાડ પાંણોનાં મુળ નીચે રેહે છે. તે જમીન ભીત્ર તથા ઝાડપાંણોનાં મુળ નીચે રેહેવાથી તે ઝાડપાંણોનાં જોહરો જમીનના ભીત્રથી બાહેર આવે છે, અને ઝાડપાંણોનું ઊગવું થાએ છે. જુવો ભાઇઓ પેહેલવી "દીનીકરદ" નામની નામીચી કેતાબ મધે નીચે મુજબ આવેલું છે—

**પેહેલવી.**

અાગ અંત વેહેશત હપત બીના પવન સતીઆ વ પંજ બીના પવન મદુનદ. વ પવન પંજ બીના આમત પવન મદુનદ દઇન તને ઉરવરાન મદુનદીહા જતીબુનેદ. ઉરવરાંન બુંન વતરૂનેદ પરવરેંદ વ અફજાઇદંન. પવન જક પંજ બીના ઉરવર દાબુનેદ. પવન જક પંજ બીના આમત પવન સતીઆ વર બીરૂન તને ઉરવરાંન જાતુનેદ ઉરવર વ શકોફેદ બર દાબુનેદ. આમત પવન અનારા આમત રપીથવીન અંતવેહેશત જાતંન ગાસ દઇન શવત હપત બીના પેદાક વ પંજ લા.

**પેહેલવી ફકરાનો સાર.**

જે અંતવેહેશત ઇઆને ચલકતાં બેહેશતનો પતી અરદીબેહેશત, જે રવી ચલકાટ રપીથવનનો રખેવાલ અથવા રપીથવીન, સાત મહીના દુન્યા મધે જાહેર અને

પાંચ મહીના અંદીઠ હોએ છે, તે પાંચ મહીનાંમાં ઝાડ પાંણોનાં મુળ ભીત્ર અંદીઠ થઇ બેસે છે, તેઆરે ઝાડ પાંણનાં મુળ તથા આકારને કાએમ અને મજબુત કરી પરવરેશ કરે છે અને વધારે છે. તે પોતાની તેજસ્વી શકતીથી પાંચ મહીનામાં ઝાડપાંણો તથા ફ્લ ફ્લાડી ઊગાડી આપે છે. તે પાંચ મહીનામાં દુન્યાઈ ઝાડ પાંણોનાં ઝોહરો જમીનનાં ભીત્રથી બાહેર આવે છે અને ઝાડોને ફ્લની કલી તથા ફ્લ આપે છે. એને વાસ્તે અરદીબેહેશત અંમષાસ્પંદની ખરી રપીથ્વીનનો વખત વરશ એકમાં સાત માસ જાહેર અને પાંચ માસ છુપો હોએ છે.

એજ "રપીથ્વીન" વિશે, "નેરંગસ્તાંન" કેતાબ, કે જે અવસ્તાઓની શાહાદતો સાથની લખાએલી છે, તે મધેની બીજી પરગરદ મધે "બાવરનોસ્ક"ના અવસ્ત નીચે મુજબ આવેલા છે—

### અવસ્તા.

કહમાદ હચ રપિથ્વિનાંમ રતુ ફ્રિશ ક્ર જસાઇતિ? હચ રપિથ્વ્યાદ મઇડયાઈ ઉજયરાઈ પઇરિ સચાઇતિ.

### અવસ્તાનો સાર.

સવાલ કીધો અશો જરથોશતે, કે અએ! સાહેબ, જે કોઇ કે, રપીથ્વીનના ગુરૂને તેના ગાથાથી પઢે યાને યજશને આરાધનાં કરે તે કીઆ વખત ઉપર કરે તો તે કીધેલુ પોહોંચે? જવાબ દીધો દાદાર અહુરમજદે કે, રપીથ્વીનની શુરૂઆતથી તે ઉજીરનની શુરૂઆત શુધીનાં મધ્યમ વખતે જો રપીથ્વીનની આરાધનાં કરે તો તે ઘટતી છે.

"રપીથ્વીન"નો અમલ બેઠા પછે કીએ રોજે "રપીથ્વીન" ઈંજે, તે બાબે એજ "નેરંગસ્તાંન" નામની બુજોરગ કેતાબ મધે નીચે મુવાફેક આવેલું છે—

**પેહેલવી.**

રપીથ્વીન યજશાને આમત અનહોમા યોમરા શાયદ યશતંન. હમા આમત યજબહુનેદ અશાફદ અનહોમા યોમ.

**પેહેલવીનો સાર.**

રપીથ્વીનની યજશાને અહોરમજદ રોજને દાહાડે ઈંજવી જોઈએ છે, પણ સઘલાઓ જો અહોરમજદ રોજે ઈંજે તો તે ઘટતું નથી. (સઘલાઓએ અરદીબેહેશત રોજને દહાડેજ ઈંજવી જોઈએ છે.)

**પેહેલવી.**

વહુમન યોમ શપીર રોએત આગ અનતવેહેશત યોમ. અફત મવન અફદુન જમનુનેદ અફ આગ શતનીન યોમ શપીર બરસુમ પવન હાઉન આસરૂનશાને અવશ પશહોમ પવન હાઉન વાદુનશાને આમત પવન રપીથ્વીન વાદુનંદ અશાએદ.

**પેહેલવીનો સાર.**

બહમન રોજે રપીથ્વીન ઈંજવી ભલી નથી; અરદીબેહેશત રોજેજ ઈંજવી ભલી છે. અગર કોઈ અડચણને લીધે શેહેરેવર રોજે ઈંજવા માંગે તે ભલું ઈંજે, પણ "બરસમ" બાંધવી તથા "પશહોમ" કરવો એ સઘલું અરદી બેહેશત યા શેહેરેવર એ બેહુ દિવશે "હાવન" ઘેહેમાંજ કરવું. અગર જો કોઈ "બરસંમ"

તથા "હોમ" રપીથ્વીન ઘેહેમાં કરે તો તે અનઘટતું છે.

વલી એજ "નેરંગસ્તાંન" મધે લખેછે કે:—

**પેહેલવી.**

અએ હોમનત બોપશામન પવન રપીથ્વીન કોનશાને શાનુમને અષહદ્ વહિશ્તહદ્ આથ્રસ્ચ અહુરહદ્ મજદાઉ વીસ્પએષાંમ અરદાફરવરદ અએત મવન અએદુન અષહદ્ વહિશ્તહદ્ આથ્રસ્ચ અહુરહદ્ મજદાઉ પુથ્ર.

**પેહેલવીનો સાર.**

જો કોઈ પોતે રપીથ્વીન કરે અથવા કરાવે તો તેની ખશનુમન આએ રીતે આવેલીછે. અરદીબેહેશત અમષાસ્પંદ વીસ્પેષા અરદા ફરવરશા બેરશાદ. એની અવસ્તાની ખશનુમન આએ રીતે છે કે, અષહદ્ વહિશતહદ્ આથ્રસ્ચ અહુરહદ્ મજદાઉ પુથ્ર કરી પઢે.

વલી "નેરંગસ્તાંન" મધે લખેછે કે:—

**પેહેલવી.**

જમનુનેદ રપીથ્વીન યશતંન વીન વજાર બના કોનશાને ગોમન આગ ચંદ બના શીકુનેદ અશાએદ.

**પેહેલવીનો સાર.**

ધરમનો ફરમાન છે કે, "રપીથ્વીન" ઈંજી દરેક આદમીએ ગુજારેશ કરવી. એ ગુજારેશથી કાંઈ છુટવા માંગે તો તે અનઘટતું અને ગુનાહ ભરેલું છે.

વલી એજ "નેરંગસ્તાંન" મધે લખેછે કે:—

### પેહેલવી.

નેશાપુહર અયોમ ફ્રરાજ વજરૂનેદ અવશ ય-
શત બુંન રખાર વાદુનત. દરૂન અએ પવન સર
બના બરશુમ હફ્ત તાક શાયદ હફ્ત તાક અએ-
વગહાંન યશતે દરૂન અયોક પવનચ તાક અએબ-
ગહાંન લા યશતે લા શાયદ.

### પેહેલવીનો સાર.

નેશાપુર નામના દસ્તુરે કહીઉં છે કે, "રપીથ્વીન" વખત ચાલુ થતે, તેની યજશને શુરૂઆતથી તે આખેર કરેઆ પછે શેવતે દરૂન ઈંજે તે દરૂન ઈંજતી વખતે સાત તાએની બરસંમ ધટેછે. અને તે સાત તાએને એવીઅંઘહનથી બાંધીને દરૂન ઈંજે તો તે ઘટે, જો એક બી તાએ એવીઅંઘહન ગાંઠેઆ વણાંનો હોય ને દરૂન ઈંજે તો તે ધટતું નથી, ગુનાહ ભરેલું છે.

વલી એજ નામીચી "નેરંગસ્તાંન" કેતાબ મધે લખેછે કે:—

### પેહેલવી.

કના મવન જક ગાહ રપીથ્વીન પવન જોતી ય-
શત જકની મુનેદ દરૂન વાજ વાદુનેદ.

### પેહેલવીનો સાર.

જે કોઇએ કે, જોતીએ "રપીથ્વીન" ગાહાની યજશને કીધી હોએ તેણે દરૂનની બાજ ધરવી. આ[illegible] વખશીએ નહી ધરવી.

વલી એજ અવસ્તાની શાહાદતો સાથની "નેરંગસ્તાંન" કેતાબ મધે લખે છે કે:—

## પેહેલવી.

નેશાપુહર ગોફ્તં પવન ખાને શેતમન માનીશ-
મન ઓચ રપીથ્વીન લાયશત જકનીમુનેદ દઈન
જક અંગાંમ ખોરશાને કીમ ખોરશાને.

## પેહેલવી ફકરાનો સાર

નેશાપુર નામના દસ્તુરે કહીઉં છે કે, જેઆં શુ-
ધી "રપીથ્વીન" નહીં ઈંજી અથવા નહીં ઈંજાવી હોએ
તેઆં શુધી, તે "રપીથ્વીન"ના વખતમાં આપણી સાથે
ઘેરની ઉરતોએભી, ખોરાક મુટલક ખાવો નહીં.

એજ "નેરંગસ્તાંન" મધે લખે છે કે:—

## પેહેલવી.

રપીથ્વીન દઈન શવંતે દોખાર ઓ યજશને
વ અયોક જક મવન દઈન જાતુનેદ અયોક જક
મવન બના વજરૂનેદ.

## પેહેલવીનો સાર.

વરશ એકમાં "રપીથ્વીન" બે મરતબે ઈંજવી,
એકતો તે કે જે વખતે તે શરૂ થાએ તેઆરે એટલે
જે ફરવરદીન મહીનો ને અરદીબેહેશત રોજે, તથા બી-
જી તેનો વખત પુરો થાએ તેઆરે તેટલે જે મેહેર મ-
હીનોને મારાસ્પંદ રોજે.

ઉપલા અવસ્તા અને પેહેલવીના દાખલાઓ ઉપ-
રથી તમો ભાઈ સાહેબોની ખાતેરી થાઈ હશે કે, "રપી-
થ્વીન" ઈંજવાની તથા ઈંજાવવાની ફરજ દરએક જરથો-
શતીઓને છે, તેમાં શું મરદ કે શું ઉરત અને ફરજમાં

આવેલાં બાલકો. વળી "રપીથ્વીન" ઈંજવાનું કારણ પણ તમોએ જોઈ લીધું કે, એ "રપીથ્વીન" નો હંગામ દુન્યાની આબાદી ખાતર કેટલો અગત્યનો છે. જો એ મુબારક હંગાંમ ન હોત તો, આપણી તથા શઘલી દુન્યાંની કેહેવી બુરી હાલત થાત. જેઆરે એવુંજ છે તેઆરે તો, આપણ ખોદાના બંદાઓની અએન ફરજ છે કે, જે આપણને પેદા કરનાર દયાળુ બાપે, આપણ ખાકી બંદાઓની શુખી હાલત રેહેવા કીજે, હાવી મોહોટી રેહેમ કરી આપણને ઉપકારી કરેઆ છે; તેનાં બદલામાં, તે શાહેબના ફરમાવેલા હોકમો બજા લાવી, આપણ ખાકી બંદાઓએ તેનો ઉપકાર, મોહોટાં માંન સાથે અને દેલો જાન સાથે બંદગીથી માંનવો જોઇએ છે. એટલું છતાં, જો કોઇ ખોદાનો બંદો, તેને પાલણ કરતા સાહેબનો ઊપકાર ન માંને, અને તે દયાલુ બાપ, ના ફરમાવેલા હોકમોને માન આપી બજા ન લાવે તો તે કેહેવો મોહોટો તકશીરવાર થાએ, તેનો વીચાર કરવાને, હું તમો અકલમંદ ભાઈઓનેજ સોંફી આગલ વધુંછું.

હવે એ મુબારક "રપીથ્વીન" વિશે, આપણા પવીત્ર અવસ્તાઓ મધે શું ફરમાવેલું છે તે, હું અવસ્તાથી નીચે જણાઊં છું.

અવસ્તા.

અથ જી મરદુદ અહુરો મજદાડ સ્પિતમાઇ જરથુશ્ત્રાઈ રપીથ્વીનફ રથ્વો ઉખ્ડેમ વચો, પેરેસ્ચ નાડ અષાઉમ જરથુશ્ત્રા યા તફ અહમા પ-

૨શ્ત પરશ્તેમ ઝીથ્વા યથના તદ એમ્વંતેમ, યદ
થ્વો ખ્ષયાંશ અએંપ્રેમ દીઆદ એમવંતેમ.

અવસ્તાનો સાર.

આપણને પેદાકરનાર સાહેબ અહોરમજદે સપે-
તમાંન અષો જરથુશતને હોકમ કીધો કે, ઓ સપેતમાન
જરથુશત તું બુજોરગ "રપીથ્વીન" ને અવસ્તાનાં શખુ-
નથી પઢવી કર યાને "રપીથ્વીન" ઈજ. ઓ જરથુશત!
કે તેનાં શબાબને વાસ્તે યાને રપીથ્વીન ઈજવાના શવા-
બને વાસ્તે, તારે પુછવું હોએ તો તું મને પુછ, કાંએકે
તાહારી પુરશેશ હેવીતો હીમત ભરેલી છે કે, તું સઘલી રી-
તે મને પુછવાને લાયક છે, વાસ્તે તું પુછ કે તાહારી મ-
રજી મુવાફેક તુંને હીમત મલે.

અવસ્તા.

પેરેસદ જરથુશત્રો અહુરેમ મજદાંમ, અહુ-
રમજદ મઇન્યો સ્પેનિશ્ત દાતરે ગએથનાંમ અ-
સ્તવઇતિનાંમ અષાઉમ! ચ્વદ હો ના અંઘહુયા-
ઇતિ? ચ્વદ હો ના અશયફઇતિ? ચ્વદ અહં-
માઈનઇરફ મીઝદેમ અંઘહદ, યો રપિથ્વિનાહ્ફ ર-
તુશ્રિતિ રપિથ્વિનેમ રતૂમ ફ્રમરાઇતિ રપિથ્વિને-
મ રતૂમ ફ્રાયજાઇતફ ફ્રસ્નાતએઇબ્ય જસ્તએ-
ઇબ્ય ફ્રસ્નાતએઇબ્ય હાવનએઇબ્ય ફ્રસ્તરેતાદ
ઇતિ બરેસ્મન ઉજદાતાદ પઇતિ હઉમાદ રઉચિં-
તાદ પઇતિ આથ્રાદ સ્રાવયમ્નાદ પઇતિ અહુનાદ
વઇરીઆદ હઉમો અંઘહરશ્તહફ હિજવો માંથ્રો-
હિતહફ તન્વો?

અવસ્તાનો સાર.

પેગંમબર સાહેબ જરથોશતે અંશો અહુરમજદ-ને સવાલ કીધો કે, અએ ગેબી, બુજોરગતર દાદાર, ઓસતબાંનમંદ દુન્યાંને પેદાકરનાર, અંશો અહુરમજદ! જે માંણસ "રપીથ્વીન" ઇંજે અથવા ઇંજાવે તેહેને આએ દુન્યાં મધે શું ફાએદો હાંસેલ થાએ? અને "રપીથ્વીન" ની બંદગી કરનારનેબી શું ફાએદો મલે? અને જે માંણસ પવીત્ર હાથ અને પાવ કરેલી "હાવનીમે" અને બાંઢેલી "બરસમે" અને બાલાતર આપેલા "હોમે" અને રોશન કરેલા આતશે અને અહુનવરનાં બરતર કલાંમ પઢવાએ અને "પશહોમ" પીવાએ અને માંથ્ર જબાન પઢવાએ, તનની સફાઇ સાથે "રપીથ્વીન" ના ગુરૂને યાને અરદી બેહેશત અમષાસ્પંદને પઢે અને બુજોરગીથી સુમાર કરે અને બુજોરગી સાથે ઇંજે તો, તેને આએ દુન્યાં મધે શું બદલો હાંસેલ થાએ છે?

અવસ્તા.

પઇતિ શએ અઉખ્ત અહુરો મજદાઉ, યથ વાતો રપિથ્વિતરાદ નએમાદ સ્પિતમ જરથુશ્ત્ર વીસ્પેમ અહૂમ અસ્ત્વંતેમ ફ્રાડતિચ વેરેદતિચ સઉખ્યંતિચ અઇવિચ અષાઇતિ જામયઇતિ.

અવસ્તાનો સાર.

પવીત્ર અહુરમજદે સપેતમાંન જરથોશાતને જબ કહેઓ કે, ઓ સપેતમાન જરથુશાત! દક્ષિણ દિસતરફથી હેવો તો ખુશ પવન વાગેછે કે, જેથી કરીને ઓસતબાંનમંદ દુન્યાંને ફરાખી, તરોતાજગી, અને ફાએદેમં-

દ કરે છે, અને તમાંમ દુન્યાને અશોઇયાને પવીત્રાઇ ભરેલી કરે છે, જેથી કરીને માંણસોને યારી તથા મદદ થાએ છે. એટલા વાસ્તે જે પ્રમાંણે તુંએ પુછેલું તે પ્રમાંણે, "રપીથ્વીન"ના સેરદાર અરદીબેહેશ અમષાસ્પંદને ઇજે, યા બુજોરગીથી શુમાર કરે, અને તેની બંદગી કરે, કે જેથી રોજીની ફરાખી, તાજગી, તરી, ફાએદો, અષોઇ, પાકી અને યારી, આએ દુન્યા મધે, તે સવાબનાં કરનારને, તેના બદલામાં, અરદીબેહેશત અમષાસપંદ આપે.

ઉપલા પવીત્ર અવસ્તાના ખોલાસાથી ખોલ્લું જણાએ છે કે, "રપીથ્વીન"ની આરાધનાં તથા બંદગી તેના વખત ઉપર કરવાને, જરથોશતીને ફરજ છે; કારણ કે, એ ખુશનુમાં રૂતુ બેસવાથી, આપણ આદમ જાતને તથા સઘલી દુન્યાને સફાઇની મદદ મલે છે. એ ખરી ફરજ બજાવેઆથી તેને રોજીની ફરાખી, તરોતાજગી, તરી, ફાએદા, પવીત્રાઇ અને મદદ હાંસેલ થાએ છે; અને તે મોહોટો પુણ્યવાન થાએ છે. જુવો ભાઇઓ, સવાબ અને પુણ્ય વિષે આપણાં પવીત્ર અવસ્તા કેહે છે કે:—

### અવસ્તા.

અષેમ વોહૂ વહિશ્તેમ અસ્તી ઉશ્તા અસ્તી
ઉશ્તા અહમાઇ હીઅદ અષાઇ વહિશ્તાઇ અષેમ.

### અવસ્તાનો સાર.

પુણ્ય ને ભલાઇ સઉથી સરેશ્ટ છે, નેક છે નેકી તે શાખશને, કે જે સવાબ ચાલુ રાખવાને બરતર પુણ્યને આચરે.

સદદરે તથા બીજી દીનની કેતાબો મધે લખે છે કે, ફરવરદીન મહીનો ને અરદીબેહેશત રોજનો મોબારક દહાડો છે તે, આલંમની "રપીથવીન" ઇજવાનો દિવશ છે; વાસ્તે સરવે જરથોશતીઓને ફરજ છે કે, આલંમની "રપીથવીન" ઇજે, યા ઇજાવે. જેને શકતી હોએ તે પોતે પોતાની નઇઅતે જુદી જુદી ઇજાવે, અને જેને શકતી ન હોએ તો તેણે, જે મલી આવે તે એ નેક કાંમનાં કરનારાઓ શાથે શાંમેલ થાએ, યા તેટલીબી મોએસર ન હોએ તો, એ નેક કાંમની મેનીજ કરવામાં શાંમેલ થાએ. "રપીથવીન" ઇજે તેનો મીઅજદની ચાશની કરીને પછે હરેક ખાણું ખાવું હોએ તે ખાએ; પણ "રપીથવીન" ઇજીઆ વગર ખાણું ખાવું તથા પાંણી પીવું રવા નથી.

અગર કોઈ શખસ પરદેશમાં હોએ તો "રપીથવીન"નો હક, પોતાનાં કોઈ અટલગ, કુટંબી, અથવા આશનાવ ઉપર મોકલી, અનજુમનની યા છુટી, "રપીથવીન"ની કીરીઆ બંદગીની ફરજ અદા કરાવવાને બંતી રેહેવું જોઇએ છે; અગર જો તેમ ન બનતું હોએ ને કોઈબી અડચણને સબબે, તે હક મોકલાઈ શકતો ન હોય તો પછે લાચારે તે રપીથવીનનો હક અનામત જુદો કાઢી રાખીને બંદગી કરે, અને તે કરવા પછે ખાવું પીવું રાખે. જેઆરે તે શખસ પોતે પોતાનાં વતનમાં આ તેઆરે, પેલો જુદો કાઢેલો હક છે તે, "રપીથવીન ઇજાવી ફરજ અદા કરે. યા તે શખસો બેએ અથવા વધારે હોએ, ને જુદી જુદી ન કરાવી શકે તો, તે સઘલા

ભેગા થઈને, પોતાની અનજુમનને નામે એકજ કરાવે.

અગર જો કોઈ શખ્સ દુર દેશ ગએલો હોએ, ને તે પોતાનાં વતનમાં ન આવી શકે તો, પેલો "રપીથ્વીન" નો હક જે જુદો કાઢેલો છે તે, પોતાનાં કોઈ ખેશ ઉપર કોઈબી તદબીરથી મોકલી ને, કોઈબી પરહેજગાર મોબદ શોડે, તેની નઈયતે "રપીથ્વીન" ઈંજાવે. જો એ પ્રમાંણે કરે તોજ હક તઆલાની દરબારમાં, હેવા નેક એતેકાદ રાખનારાઓને, મોહોટી સરફરાજી હાંસેલ થાએ છે; અને એવી રીતની ફરજ અદા કરવાથી ફાએદો એ છે કે, આખાં વરશનાં બાર માસ રાહ મારગનાં અંદર ચાલેઆથી, હરેક અનાજ અથવા કાંઈબી નેક ચીજ, પગ તલે આવી હોએ તો, તે ગુનાહ હકતઆલાની નજદીક માફ થાએ છે; અને હરેક ખરફસ્તરોની જીનસ અથવા બાલ વીગેરે, જે કાંઈ ખાધ ખોરાકની જીનશમાં, અનજાંણ પણાંથી આવ્યું હોએ તો, તે ગુનાહબી પાક યજદાંની નજદીક માફ થાએ છે; અને એ "રપીથ્વીન" ઈંજનાર તથા ઈંજાવનારાઓનું દેલ પાક થાએ છે. માટે એ ફરજ બજા લાવવી દરએક જરથોશતીને વાજેબ છે.

આએ વાઆજથી મતલબ એજ છે કે, આપણ દરએક બંદાઓએ, આપણાં પેદા કરનાર દાદગર દાવરે, આપણ બાકી બંદાઓનાં શુખ શાંતીને ખાતર પોતાના ...તાઓને રાત દન સરગરદાંન કરેઆ છે, તેનાં ઉપ... તરીકે તેનાં મોકલેલાં ફરમાંનો દેલો જાંનથી બજાવી, અને ફરજ અદા કરીને, તેને તથા તેના પેદા કરેલા ફરેશતાઓને ખુશનુદ તથા રાજી કરી, સવાબનો હંમબે-

હેરે હાંસેલ કરવો જોઇએ છે, કે જેથી આપણી ઉપર આએ દુન્યામાં આવતી બલાઓ અને આફ્તો દુર થાએ, અને શુખશાંતીમાં રહીએ. અને આએનદેહ વખતે મીનોઇ જેહાંનમાં શુરૂખરૂહે આપણાં પેદાકરનાર પીતાની જનાબમાં લાડથી રહીએ. માહારા હમદીન ભાઇઓને હું ભલાંમન કરૂછું કે, જે ફરજો પાક યજદાંએ તમોને સોંફી છે, તે મધેની "રપીથ્વીન" ની ફરજ તમોને બચીત અદા કરવી જોઇએ છે, કે જે કરવાથી, તે સાહેબની નજદીક માંન હાંસેલ થાએ.

ભાઇઓ! હવે, હું ખતંમ કરતાં, તમો દીન ચાશીદાર સાહેબોને તથા સઘલા જરથોસતી ટોલાને, "જશને રપીથ્વીન" ની મુબારકબાદી આપું છું, અને જે દોઆ કરૂં છું તે આપણા સઘલા ટોલાને મુબારક અને ફ્તેહમંદ થાજો :—

ઓ! રેહેમનાં ખાવંદ, પાક પરવરદેગાર સાહેબ! આવતું જશને રપીથ્વીન હમો જરથોસતી ટોલાને, દુન્યાંની તમાંમ ખેલકતો સાથે, તું મોબારક કર! અને તે સાથે, એ જશને રપીથ્વીનનો મવકલ, જે તાહારી બુજોરગ અને બલવંત શકતી, અરદીબેહેશત અમષાસ્પંદ છે, તે સાહેબને હમારો હમેશનો તું પોશત પનાહ કર! કે જે હમો ઉપર મુશકેલ હોએ તે, તું ખાવંદ ની તરફ્થી, તે સાહેબ તાળીને, હમોને દુન્યાં મધે ; બાદી અને ખુશી ખોરરમી સાથે રાખે! આમીન— આમીન!

પાક પરવરદેગાર સાહેબની મદદ હોજો.

# નોરોજે ખાસે.

મજદયસ્નાન ધરસ્થો!

ગએઆ રોજ ગાથા વેહેશતોઇશતને દને, હમોએ તમો દીનદાર સાહેબો નજદીક, "નોરોજે આમ્મે" એ બોલ, ફરવરદીન મહીનાનાં અહુરમજદ રોજના દહાડાને કેહેવાનું કારણ શું, એ "નોરોજે આમ્મે"નું પુરાતંમપણું કેઆરથી અને કોણથી, અને "નોરોજે આમ્મે"ને દહાડે આપણ જરથોશતીઓ શું શું કીરીઆ કરવાને બંધાએલા છઇએ, અને એ મુબારક દિવશે શું કરવું અને નહી શું કરવું, એ વિશે વાઆજ કરીને વરણુન જણાવ્યું હતું, અને તે શાથે "રપીથવીન" એટલે શું, "રપીથવીન"નુ જશન દબદબા ભરેલી રીતે કરવાનું કારણ શું, "રપીથવીન"નું જશન કરવાથી આપણને હાસેલ શું, અને નહી કરવાથી ગેરફાએદા શું, એ વિશેનું પણ વરણુન કરયું હતુ.

હવે આજ દને તમો ભાઇ સાહેબો નજદીક, **"નોરોજે ખાસે"**નું બયાંન કરવા માંગુ છું. **"નોરોજે ખાસે"** એટલે શું? "નોરોજે ખાસે"નો દિવઅતીઅંત બુજોરગી ધરાવે છે તેનું કારણ શું? "નો- ખાસે"નો દિવસ બુજોરગી ભરેલો કેઆરથી અને ક્યુથી ચાલુ થયો છે? એ મુબારક દહાડે આપણને શું કીરીઆ કરવી જોઇએ? અને તે ન કરેતો તેથી ગેરફાએદો શું? એ વિશેનું વરણુન શુરૂ કરૂ છું.

**"નોરોજે ખાસે"** એટલે જે "ખાસ લોકોનો નવો દિવસ". એ "નોરોજ"નું નાંમ "નોરોજે ખાસે" કરી એ સબબથી ચાલુ થયું છે કે, એ બુજોરગ દિવશને દહાડે નામાકીત પાદશાહાઓનો જનમારો નિપજીઓ છે. એ મુબારક દિવસે ખોદાતઆલાએ સઘળાં "રૂહો" પેદા કરયાંછે, અને એ મુબારક દિવસે આએ દુન્યાંનો ફેરફાર થવા સારૂં કએઆંમત થનારો અવસર કાએમ કરેઓ છે. જમાનાનાં હજારાઓનું ફેરબદલ થવું એ મુબારક દિવસ ઊપર ચોકસ કરીયું છે. એવા મોતેબર સબબોને લીધે એ નોરોજને **"નોરોજે ખાસે"** એટલે જે "ખાસ લોકોનો નોરોજ" એવી રીતનું મરતબા ભરેલું નાંમ મલેલું છે. ખાસ લોકોમાં પાદશાહો, વજીરો, સેરદારો, ઉમરાવો વગેરે ગણાએ છે. એ **"નોરોજે ખાસે"**નો દિવસ **"નોરોજે આમ્મે"**થી છઠે દિવસે પડે છે. એ બુજોરગી ભરેલા દહાડાને, **"નોરોજે બુજોરગ," "નોરોજે મુબારક,"** અને **"રોજે બરાત"** યાને "રોજી વેહેંચવાનો દહાડો" કરીનેબી કેહેલો છે. એ ખોજસ્તે દિવસ, ફરવરદીન મહીનાનાં ખોરદાદ રોજનો છે, જેને આપણે **"ખોરદાદસાલ"**ને નાંમે ઓલખીએ છીએ. એ મુબારક દિવસની બુજોરગી "નોરોજે આમ્મે" કરતાંનેબી વધારે છે એનાં આપેલાં નાંમો ઉપરથીજ આપણને જણાએ એ મુબાર દિવસે મોહોટા મોહોટા પાદશાહો અને પએમબરો અને માહા પુરૂષોનાં જનમરા થયા હતા, તે સાથ જાણવા જોગ તથા ખુબી ભરેલાં કાંમો તથા ફેરફા-

રો નિપજેલા હતા, અને હવે પછે પણ એ મુબારક દહા-ડે જાણવા જોગ મોહોટા બનાવો બનવાનાં છે. તે બ-નાવો શું બનવાના છે તે, એ ખુબી ભરેલા દિવસનાં નિચલાં બયાંનોથી તમોને જણાશે.

આવતી કાલ દનેનાં ખોરદાદ રોજના દિવસને "નોરોજે ખાસ" કેહેવાનો સબબ એ છે કે, આફતાબ-ના બારે બોરોજમાં ફરવાથી, "કલાકો", "ઘેહો", "દહા-ડાઓ", "મહીનાંઓ", "ગાહંમબારી વરશો", અને "સરડેનાં વરશો" બન્યાં છે, તે ઉપર, પાક યજદાંની કાંમેલ શકતી ખોરદાદ અમેશાસ્પંદ સાહેબને, આપ-ણાં પાલણ કરતા પીતાએ, મવકલપણામાં કરામાત ક-રેલો છે. અને આપણે જે આપણો વકત, ખુબી તથા નેકી સાથે, ગુજારીએ છીએ તે, એ બુજોરગ અમશા-સ્પંદ સાહેબનાં મવકલેઆતપણાંનાં આસરા હેઠલ ગુજારીએ છીએ. એ સઘળા વકતો એ સાહેબનાં ટાલુ-કા મધે છે, તેનાં સબબથી, જેઆરે ખુરશેદ પોતાનાં બારે બોરોજમાં ફરીને, પાછો પેહેલા બોરોજ ફરવરદી-નમાં આવે છે તેઆરે, પેહેલા બોરોજ ફરવરદીનનાં ખો-રદાદ રોજના સબબથી, પાક પરવરદેગાર સાહેબે એ ડાને બુજોરગી બક્ષી છે, અને એ મુબારક દિવસને ટાં જશાન તરીકે ગણેલો છે. એ દિવસની ખરી જોરગી, એ ખોરદાદ સાલનાં જશાનની નિચલી ખશનુ મન ઊપરથી, તથા રપીથવીનની આફરીનનાં નિચલા ફ-કરા ઊપરથી તમોને જણાશે-

### અવસ્તા.

હઉરવતાતો રથવો યાઇરીઆઉસ્ય હુષિતોઇશ સરેઙએઇબ્યો અષહ્ક રતુબ્યો અયરનાંમ્ચ અસ્ન્યનાંમ્ચ માહીઅનાંમ્ચ યાઇરીઅનાંમ્ચ સરેઙનાંમ્ચ ખ્શ્નુથ્ર યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નુથ્રાઇચ ફ્રસસ્તયએચ.

### અવસ્તાનો સાર.

ગાહંમબારી વરશ, કે જેનાં અંદર નેકી સાથે આપણું રેહેવું છે તેનો, અને જે પવીત્ર, બુજોરગ સરડે વરશછે તેનો, અને ઘેહોનો, દહાડાઓનો, મહીનાંઓનો, ગાહંમબારી વરશનો, અને સરડે વરશનો સેરદાર ખોરદાદ અમષાસ્પંદની યજશને, નીઆએશ, ખુશી, અને વખાંણ કરવાને હું કબુલ કરૂં.

### પાજંદ.

હમાજોર ખુરદાદ અમેષાસ્પેંદ રદ સાલાંન ઉ માહાંન ઉ રોજાંન ઉ જમાંનાં ઓ હૂમનશાન્યાંને મીનો: કે મરદુમ બશહે સાલ પફ્રારૂની ઊ ફ્રાખી વિહિશાહેદ જીવસ્તન.

### ઊપલા ફકરાનો સાર.

હમજોર થજો ખુરદાદ અમેષાસ્પંદ સાથે, કે તે સાહેબ વરશ, મહીનાં, દહાડાઓ, અને વક. ઉપર સેરદાર છે, તે ગેબી નેક નઇઅત છે, કે આદમીઓ વરશની બરકતથી નેકી અને ફ્રાખી અને ભલાઈ સાથે જીવી શકે છે.

વળી ફરવરદીન મહીનાનાં ખોરદાદ રોજને "નો-રોજે ખાસે" કેહેવાનો સબબ એ છે કે, એ બુજોરગ મુબારક દહાડે, આએ દુન્યાઇ દોરનું પેહેલું આદંમ અને પેહેલો પાદશાહ તથા પેહેલો પએગંમબર અષો ગયોમરસ, દુન્યાને તરક કરી, "અલબોરજ" પાહાડ ઉ-પર બેસીને યજદાંની બંદગી કરતો હતો; તેને, ખોદા-નો હોકમ મલવાથી, તેણે દુન્યાના અંદર જાહેરીમાં આવી, આપણી મુબારક સર જમીનમાં, પ્રથંમ રા-જયનો પાએઓ નાખ્યો, દાદ ઇનસાફ ખુબીથી ચલા-વ્યો, કાએદાઓ બાંધેઆ, લોકોને બદ રાહાથી પાછા રાખી ખોદાની રાહ ઉપર ચલાવ્યા, અને બુરા તથા જુ-લમગાર લોકોનાં જોલંમ અને બદીને ટાલી, દુન્યાનાં લોકો ઉપરથી જોલમ અને ફેસાદને દફે કીધો. એવા નેક અને પવીત્ર દુન્યાંના બાપ ગયોમરસનાં તખ્ત ઊ-પર બેસવાના દિવસને **"નોરોજે ખાસે"** કરી કેહેછે. એ ઊપલા નામાકીત શાહ બાબે હમોએ જે વરણન જણાવ્યું તે, નિચલા મોતેબર અને ટુક દાખલાઓ ઉપ-રથી તમોને માલુમ પડશે.

ફરવરદીન મહીનાનો ખોરદાદ રોજનું બયાંન, પે-હેલવી કેતાબો મધે લખાએલું છે, તે ખોરદાદ સાલની [illegible]તનાં બયાંનને નામે ઓલખાએછે. તે મધે લ-[illegible] છે કે :—

**પેહેલવી.**

પુરસીદ અહેલોબ જરતોહશત મેન અનહુમા આગમ મનરા અનશુતાઆંન બીનાએ ફરવરદીન

યોમે ખુનદદ મેન આવાની યોમીહા પવન મસ વ શપીર વ ગેશમીતર દાસુનદ? અનહુમા પસાંન દાબુનત આગ સપેતામાન જરતોહશત બીનાએ ફ્રરવરદીન યોમે ખુનદદ ગહીએમરથન દઈન ગેહાંન વર પેદાકી જાતુનેદ, વ અઈરી વ અનીરીચ બુન પેદાક જાનુનત.

## પેહેલવીનો સાર.

અષો જરથોશતે પેદા કરનાર અષો અહુરમજદને પુછેઉં કે, ઓ અષો અહુરમજદ! આદમીઓ ફરવરદીન મહીનાનાં ખોરદાદ રોજને બીજા સઘલા દહાડાઓ કરતાં શા માટે મોહોટો, રળ્યાંમણો અને સરવેથી ઘણો પ્યારો ગણે છે? અષો અહુરમજદે જવાબ દીધો કે, ફરવરદીન મહીનો ને ખોરદાદ રોજને દહાડે દુન્યાંના અંદર "ગયોમરદ" જાહેરીમાં આવ્યો, અને એ દિવસથી ફરમાંની અને નાફરમાંનીની શુરૂઆતબી જાહેર થાઈ, તેથી એ દહાડાને આદમીઓ બીજા દહાડાઓ કરતાં બુજોરગ, રળ્યાંમણો, અને સરવેથી ઘણો પ્યારો ગણે છે.

ઉપલા પેહેલવી ફકરા મધે લખે છે કે, એ બુજોરગ દહાડે, ફરમાંની અને નાફરમાંની, યાને દીનનાં હોકંમને માન આપવું, અને નહી માન આપવું, આએ દુન્યાં મધે ગયોમરસનાં વખતથી ચાલુ થયું છે. એ પલા પેહલવી ફકરાને ઘણાબરા મલતા, "દીનીકરદ" કેતાબના, નિચલા ફકરાઓથીબી આપણને માલુંમ પડે છે.

પેહેલવી દીન કરદ કેતાબ મધે લખે છે કે:—

## પેહેલવી.

વ સતાઈહિા દઈન ગહીંઐમરથને ફ્રરદુમ ગબ્ય-
ના પવન અંગરદી બુન દક પદીરફ્તારીએ મેન દા-
દાર અનહુમા વ વાહીજે વજારદારીએ દઈન નપ-
શમન દમાને. વ પવન મીનીદારી વ પદશ વાનીદ-
શીએ દરૂજે જક દમાને. વ પેતીઆરે અવશા મેન
દાદાર હમુક મીનશાને. હમાક જક અનહોમા દીન
ગોબ્યશાને ફ્રરદુમ.

### પેહેલવી ફકરાનો સાર

આએ દુન્યાં મધે પેહેલા પુરૂશ ગયોમરસે સર-
વેથી પ્રથંમ તે દીન દાદાર અહુરમજદથી કબુલ કીધી,
પોતાના જમાનાં મધે જાહેર તેનો રસ્તો (બીજાઓને)
દેખાડાવવાને અને વિચારવાને વાસ્તે. અને તે (કબુલ
કરવા)થી કરીને તે જમાનાનાં બદ તથા જોલંમગાર લો-
કોને તાળવાને, તે દીન દાદાર અહુરમજદથી સંમપુરણ
વમાસ્વી તથા સંમપુરણ તે અહુરમજદી દીનને પ્રથંમ
પઢવી કીધી.

વલી દીનીકરદ મધે લખ્યે છે કે:—

### પેહેલવી.

ફ્રરદુમ દીન પદીરફ્તારીએ મેન દાદાર ગહીએ
મરથને મરદુમ બુન ફ્રરદુમ તીના મલકા જાનુનત.
પવન કોનશાને દીન વર ગેહાંન વીનારશાને વ વી-
રાએશાને રંબાકી.

## પેહેલવી ફકરાનો સાર.

દાદાર અહુરમજદથી પ્રથંમ દીનને કબુલ કરનારો ગયોમરસ આદમ, શુરૂઆતનો પેહેલો, દુન્યાંનો પાદશાહ હતો, તેણે દુન્યાંને દીનની કલાથી સમારી, આરાસ્તા કીધી, અને તેનો રેવાજ ચાલુ કીધો.

ઉપલા ખોલાસાથી ચોકસ થાએ છે કે, એ "નોરોજે ખાસે"ને દિવસે, ગયોમરસ જે દુન્યાં મધે જાહેર આવ્યો અને તે સાથે એ મુબારક "નોરોજે ખાસે"ને દિવસે, માંણસ જાતને નેક અને ભલે રસ્તે ચલાવનાર ખોદાઈ ધરમ પણ પેહેલો જાહેર થયો, અને એ પવીત્ર ધરમની ખુબીથી ગયોમરસે દુન્યાનાં લોકોને દીનનાં કાંમ કરમથી સારે રસ્તે ચલાવવાને શુધારેઆં, અને જેઓએ તેનો હોકંમ ન માંન્યો, તેવા બુરાઓને આએ દુન્યાંથી તાળી નાપેદા કરયા એવા સધલા બનાવો થવાના સબબથી એ **"નોરોજે ખાસે"**નાં દિવસને મોહોટી બુજોરગી થાએલી છે.

વળી એ બુજોરગ "નોરોજે ખાસે" નાં દિવસની બુજોરગી શાથી મોહોટી છે, તે, "ખોરદાદસાલ" ની બાબતના પેહેલવી ફકરાઓનાં બયાંનથી, તમો દીનદાર સાહેબોને જણાશે—

### પેહેલવી.

બીનાએ ફરવરદીન યોમે ખુનદદ "આદાએ"
ગેહાનીગાંન દાબુનત હોમનમ.

### પેહેલવી ફકરાનો સાર.

ઓ જરતોશત! ફરવરદીન મહીનાના ખોરદાદ રોજને બીજા દિવશો કરતાં મોહોટો, રળીઆંમનો,

અને પ્યારો દિવશ એટલા માટે ગણ્યો છે કે, એ દિવશે મેં દુન્યાઈ લોકોનાં "જીવ" પેદા કીધા છે.

આએ ફકરા ઉપરથીબી તમો ભાઇઓને જણાયું હશે કે, "નોરોજે ખાસે" નો દિવશ, બીજા દિવશો કરતાં મોહોટો દરજજો ધરાવે છે.

**પેહેલવી.**

બીનાએ ફરવરદીન યોમે ખુનદદ " મેહરી " વ " મેહરયાની " મેન જમીક ફરાજ રોસ્ત. વ "હોશંગે" પેશદાદ દઇન ગેહાંન વો પેદાક જાતુનત. વ "તહમુરપ" હારેમને દરવંદ પવન બારે વાદુનત રેક શવત. વ "યમ" ગેહાંન અવેમરગ વ અવેજોરાન કરદ. વ "યમ" પતમાને મેન દોઝખ બના જાઇતગુનત દઇનિ ગેહાન વો પેદાકી જાતુનત. વ "ફરીદુન" અરકુનશાને ગેહાન કરદ, "અરૂમ" વો "સેલમ" અવસ્પોરદ વ "તુરકસ્તાંન" વો "તુજ" વ "ઇરાંન" શતંન વો "એરચ" દાબુનત. વ "માનશાચેહર" મદમ કીને "એરચ" બીરૂન જાતુનત, "સેલમ" વ "તુજ" રા પવન કીને "એરચ" બના જકતરૂનત. વ "સામે નરીમાંન" હુ દેવયાજગીહા રા બના જકતરૂનત. વ "સામે નરીમાન" અઝદહાક રા બના જકતરૂનત. "કેહુસરોએ સ્યાવખ્શાંન" "ફ્રાસ્યાવે" તુર નવન કીને અબે નપશામન બના જકતરૂનત. વ "કે હુસરોએ સ્યાવખ્શાંન" પવન ફીરૂજગરી વર જાકે "ગરોતમાંન" વજરૂનત. વ "માનશાચેહર"

એરીએ શવાકતીર જમીક મેન અફ્રશાશીઆવે-તુર રપ્પાર જાઈતગુનદ. વ રક જરતોહશતે સ્પે-તામાન વર વીનશને હમપુનસંગીએ અનહોમા ખોદા જામતુનેદ. વ જરતોહશતે સ્પેતામાન દીને માજદયસ્નાન મેન અનહોમા ખોદા બના મકદરૂ-નત. વ ગોશતાસ્પદીન મેન જરતોહશાત બના મકદરૂનત.

### પેહેલવી ફ્રકરાનો સાર.

ફ્રરવરદીન મહીનાના ખુરદાદ રોજને દહાડે "મશી," "મશીઆને" નાં જોડાંનો રોપો જમીનથી વધી આવ્યો (યાને ગયોમરસનું બુન જમીન ઉપર પડેઉં હતું તે પહલાએઆથી એક રોપાના આકારમાં એક જોડું ઉગી નીકળીયું) અને એ મુબારક દિવશે પેશદાદ "હોશંગ" જગતમાં પ્રશીધ થયો. એજ મુબારક દહાડે "તેહેમુરસ્પ" પાદશાહે દુ:રગુણી દરવંદ હેરેમનને ભારી કેદમાં રાખી, તરીસ વરસ રાજય કરેઉં, જેથી "તેહેમુ-રસ્પ દેવ બંદ" કરી ઓલખાયો. વલી એજ મુબારક દિવશે પાદશાહ "જમશેદ" દુન્યાંને મોત, નુકસાંન, અને નાતવાંની વગરની કીધી. વલી એ મુબારક દિવશે પાદશાહ "જમશેદ" દોઝખની હદ લાવ્યો, (યાને આ-દમીઓને એવાં તો નેક રસ્તા ઉપર લાવ્યો કે, તેથી દોઝખ હદમાં રહેઉં અને દોઝખનો વધારો નહી થ એવા સબબને લીધે દુન્યાં મધે પાદશાહ "જમશેદ" ઘણો પ્રખ્યાત થયો. એજ મુબારક દિવશે પાદશાહ "ફ્રરેદુને" પોતાના છોકરાઓને રાજય કરવાના ભાગ પાડી,

વડા છોકરા "સેલંમ" ને "રૂમ", વચલા છોકરા "તુર" ને "તુરકસ્તાંન", તથા નાધલા છોકરા "યરચ" ને "ઇ-રાંન" નો મોલોક બક્ષેયો. વલી એ મુબારક દિવશે પાદશાહ "મીનોચેહેરે" પોતાના બાપ "એરચ" ના કીનામાં "સેલમ" અને "તુર" ને કટલ કીધા. વલી એ મુબારક દહાડે "સામે નરીમાને" બુતપરસ્તીનો નાસ કીધો. વલી એ મુબારક દિવશે "સામે નરીમાને" એક જેઆંગાર મોહોટા અઝદહાને મારયો. એ મુબારક દિ-વશે પાદશાહ "કએખુસરવ" દુન્યાઇ પાદશાહુત ઊપર આવ્યો; પોતાના બાપનાં કીનામાં તુરકી "અફ્રાશીઆ-બ" ને કટલ કીધો. વલી એ મુબારક દિવશે પાદશાહ કએ ખુસરવે ફતેહેમંદીથી દુન્યાનું રાજય છોડી, ગો-રોસ્માંન મીશાલના "ચેચસ્ત" ગોફામાં જાઇ વશીઓ. વલી એ મુબારક દહાડે પાદશાહ "મીનોચેહેરે" ઇરાંનને લગતી "શાવાકતીર" જમીન તુરકી "અફ્રાશીઆબ"થી છીનવી લીધી. વલી એ બુજોરગ દહાડે તું "સપેતમાં-ન જરથોશત, અહુરમજદી હમપુરશેશ કરવાને, માહારી નજદીક પોંહોંચેઓ. વલી એ મુબારક રોજે તુંએ મા-હારેથી મજદયસ્ની દીન કબુલ કીધી. વલી એજ મુબા-રક દહાડે જરથોશાતની દીન પાદશાહ "ગુશતાસ્પે" ક-બુલ કીધી.

ઉપલા પેહેલવી દાખલાઓથી તમોએ જોઇઉં કે, "નોરોજે ખાસે" નો મુબારક દિવશ બુજોરગીમાં કેટલો મોહોટો દરજજો ધરાવેછે. એ મુબારક દહાડે ઉપર જણાવેલાં દુન્યાઇ મોતેબર કાંમોના પાયા નખાયા

છે, પાદશાહતો થઇ છે, અને મોહોટા મોહોટા ફેરફારો થયા છે. વલી એટલુંજ નહી; પણ હવે પછે આવતા વખતમાં એથીનેબી વધારે મોહોટાં કાંમો, એ મુબારક દિવશે થનાર છે. તે કાંમો શું થનાર છે તે વિશે, આપણા પાળણ કરતા અમો અહુરમજદે, અમો જરથોશતને નિચે મુજબ કહીઊં છે કે:—

### પેહેલવી.

બીનાએ ફરવરદીન યોમે ખુનદદ વાહુશમવરજાવંદ મેન "હંદુગાંન" વર પેદાકી જાતુનેદ. વ "પેશીતંન વીશતાસ્પાંન" મેન "કંગદેઝ" વર ઈરાન શતંન જાતુનેદ વ દીન માજદયસ્નાંને રોબાક વાદુનંદ વ "હોશેદરે જરથોશતાંન" વર વીનશાને વ હમપુનસગીએ અનાહોમા ખોદા જામતુનેદ વ દીન માજદયસ્નાંન પવન અયુબાર બના ચારોદ વરમન બનાં વાદુનંદ ખુરશીદરા પવન મીઆંને આસમાંન મદમ નીમરોજ દેહ રોજ શવાંન રપાર વાદુનેદ મરદુમાંનરા મદમ દીન માજદયસ્નાંન અવેગુમાન બના વાદુનંદ વ હજારે "હોશેદરાંન" બુન જાનુનેદ વ જકે જરતોહશતાંન પવન રોએશમન બના જાનુનેદ. વ "સામે નેરીમાન" અજેદહાકરા બના જનેદ વ બોપશામન પવન હપત કેશવર ખોદાઈ બના જતીબુનેદ. વ ચંદ "કએખુસરવ" પવન દીદાર જાતુનેદ વ "સામ" પાદશાહી વો અવસ્વારેદ વ સક હપત શવત "કએ હુરવે" હપત કેશાવર ખોદા જાનુનેદ. વ "સોશાહોશ" માનપદા-

ન માનપદ જાનુનેદ વ આહેર જક આમત "વેશ-તાસ્પીહા" રા કાલપુત હોમનદ કુનદ "કએ હુસ-રવ" શરીતાઈ વો "વેશતાસ્પીહા" અવસ્પારેદ વ "સોશાહોશ" માનપદાંન માનપદી વોં જરતોહશત અપે નપશામન અવસ્પારેદ. વ અનહોમા ખોદા રેસ્તાખીજ તંન પસીન વાદુનંદ વ ગેહાંન અમરગ વ અજુરાંન વ હુખેશ વ અપેત્યારે બના જાનુ-નેદ આહારેમન રાતમન શાહહાંન વ દરૂજાંન વ અનુશકાન વ સાસ્તારાંન વ કીકાંન વ કરફાંન અ-કાર બના જાનુનદ.

## ઊપલી પેહેલવીનો સાર.

ફરવરદીન માહ ખુરદાદ રોજે યાને "નોરોજે ખા-સે" ને દહાડે બેહેરાંમ વરજાવંદ "હીનદુસ્તાંન" તરફથી પેદા થશે. વલી એ મુબારક દહાડે "પેશુતન વીશ-તાસ્પ" "કંગદેઝ" ગોફામાંથી ઈરાંન જમીનમાં આવશે, અને મજદયસ્નીની દીનનો ફેલાવ કરશે. વલી એજ મુ-બારક દિવશે "હોશેદર જરથોશત" અહોરમજદ ખોદા સાથે હમપુરશેશ થશે, મજદયસ્ની દીનથી વાકેફ થઈ દુન્યાં મધે તે ફેલાવ કરશે, એ વેલાએ આસ્માંનની ઊ-નચાઈએ બેએ પોહોર વાલા મધ્યમ ભાગે દસ દિવશ ને ન શુરીય જાહેર થંભ રેહેશે, ઈનસાંનોને તે મોજેજાથી દયસ્ની દીન ઉપર તે બેશક બેગુમાંન કરશે, અને હોશેદર"નાં હજારાની શુરૂઆત થતે જરથોશતનાં હ-જારાનું સેવટ થશે. એજ મુબારક દહાડે "સામે નરીમાં-ન" જોહાકને કટલ કરી પોતે હપત કેશવર જમીનનો પા-

દશાહ થઈ બેસશે, તેટલાં થોડાક દિવશમાં "કએ ખુસરવ" જાહેરમાં આવશે તેને, "સાંમે નરીમાંન" પાદશાહાત સોંફી દેશે તે સદો પંજાહ સાલ થાને રીસ્તાખેજનાં વખત શુધી "કએ ખુસરવ" હપત કેશવર જમીનનું રાજ્ય ચલાવશે, અને "સોસીઓશ" મોબદાંન મોબદ પેગંમબર થશે, અને પછે પાદશાહ "ગુશતાસ્પ"નુ તન ઉઠશે; તેઆરે "કએ ખુસરવ" "ગુશતાસ્પ"ને પાદશાહાત સોંફી દેશે, તથા "સોશીઓસ" પણ પોતાનો નીશાચએ કરવાનો ઓધધો જરથોશાતનું તંન ઉઠતાંજ તે પોતાના બાપ જરથોશાતને સોંફી દેશે. વલી એ મુબારક રોજે અહુરમજદ ખોદા રેસ્તાખેજ યાને ગુજરેલાંઓને ઉઠાડવાં કરશે અને તનપશીન યાને મુવેલાં તંન પાછાં શજીવન કરશે, તથા જગત મોટ, બુઢાપો, દુઃખ અને નુકશાંન વણાંની થશે. હેરેમન શાથે દેવો, દરૂજો, દેવ બચાંઓ, જુલંમગારો, કીકો, કરફો (એ જે શઘલી અંધારાં તતવની બદ ખાશીઅતો છે) તે નકામાં થશે (એ કાંઈ દુન્યા મધે રેહેશેજ નહી.

ઉપલા પેહેલવી ફકરાઓથી તમો ભાઈઓએ, "નોરોજે ખાસે"ના દિવશની ખુબી જોઈ લીધી કે, એ મુબારક દહાડો કેહેવો બુજોરગ છે. એ દહાડે પાક પરવરદેગારે દુન્યાઈ તમાંમ રૂહો પેદા કરયાં અને ગએ રસ જેહેવો પરહેજગાર, શઘલી આલંમનો બાપ દુ મધે જાહેર આવ્યો, અને તેણે અહુરમજદના ધરમનો ખુબીથી દુન્યાંને આબાદ કરી, આદમની અવલાદનો સેલસેલો જગતમાં ચલાવ્યો, અને તેણે જુલમાતથી

અલગ રેહેવાની તદબીરો કીધી. "હોશંગ" જેહેવા પેશદાદ પાદશાહ એ મુબારક દહાડે તખત ઉપર બેઠો અને દુન્યાંને આબાદી સાથે રાખી. "તેહેમુરસ્પ જેહેવા દેવ બંદ પાદશાહે હેરેમનને બંધમાં લઇને તરીસ વરશ પાદશાહી કીધી, એટલે કે એ નેકનાંમ પાદશાહની પાદશાહાત શુધી દુન્યાં મધે હેરેમંદી કાંમો કાંઇજ ન હતાં. "જમશેદ" જેહેવા દોલતમંદ અને નુરમંદ પાદશાહે એ મુબારક રોજે દુન્યાંના તમાંમ લોકોને નેકી ભરેલાં અને શવાબકાર કીધાં, તેથી દોઝખની હદ આવી યાને દોઝખ બંધ થયું. અને વલી તે તાજદાર શાહે જેહાંનને એવી તો સફાઇદાર અને રોનક ભરેલી કીધી, કે તેથી કરીને મોત, રોગ, અજાર, નાતવાંની એવી કશી બુરી આસેબો, જાનદાર લોકોને મુતલક નહી પોહોંચતી હતી. "ફરેદુન" જેહેવા અશો પાદશાહએ એ મુબારક રોજે, પાક યજદાંનો હોકમ થવાથી, પોતાનાં રાજયના ત્રણ ભાગ કરીને ત્રણે છોકરાઓને બક્ષેશ કીધા. એ બક્ષેશ કીધેલા હીસ્સાઓથી વડો છોકરો "સેલંમ" અને વચલો છોકરો "તુર" એ બંને નારાજ થઇ, કીંનો પકડી નાફરમાંની કરવા લાગ્યા, અને વળી તે સાથે પોતાનાં નાધલા ભાઇ "એરચ"ને મારી નાખ્યો. એવા સબો ઉપરથી પાદશાહ "ફરેદુને" પોતાના બંન્ને છોકરાથી પોતાને અપમાંન મળેલું જોઇણીં તેથી, અને પાતાનાં પ્યારા નાધલા છોકરાને વગર કારણે મારી નાખવાના સબબથી, એ બન્ને છોકરાઓને સજા કરવાને માટે "મીનોચેહેર"ની મારેફતે લશકર મોકલેણીં. અને તે

બંધેને એ મુબારક રોજને દને કતલ કરી મારી નાખ્યા. "સામે નરીમાન" જેહેવા નામદાર પેહેલવાંને એ મુબારક રોજને દિવશે તમાંમ બુત પરસ્તીનો નાસ કરી યજદાં પરસતીનો વધારો કીધો. અને એક જેઆંગાર મોહોટા અઝદહાને મારી જેહાંનને નચીંત કીધી. "કએ ખુસરવ" જેહેવો ભાયગશાળી અને ફતેહેમંદ પાદશાહ એ મુબારક રોજે તખ્ત ઉપર બેઠો, અને "અફરાસ્યાબ" જેહેવા જોલંમગાર અને બુતપરસ્ત પાદશાહને મારી જેહાંનને નચીંત કીધો; અને તેઆર બાદ દુન્યાનો બંદોબસ્ત કરી, લોહોરાસ્પને તખ્ત સોંફી, પોતે દુન્યાથી વેહાગ પકડી, એજ મુબારક દિવશે ગોશેસ્માન બેહેશત સરીખા ચેચેસ્ત ગોફા મધે પોતાનો વાસો કીધો. અને એજ મુબારક ખુરદાદ સાલને દિવશે આપણો પએગંમબર સાહેબ અષો જરથોશત, આએ દુન્યાં મધેથી અહુરમજદ ખોદાની હમપુરશેશ સારૂં મીનોઈ જેહાંન ગયો, અને એજ મુબારક રોજે પેગંમબર સાહેબ અષો જરથોશતે, પાક યજદાં સાહેબથી મજદયસ્ની દીન કબુલ કીધી. અને એજ મુબારક રોજે પાદશાહ ગુશતાસ્પે, જરથોશત સ્પેતમાંનથી મજદયસ્ની દીન કબુલ કીધી. એવા અગત્યના અને માભારત બનાવો, એ મુબારક દીવશે બનતા અવ્યા છે. અને વલી હવે પછે, આખરે હજારામાં જે માહભારત બનાવો બનવાનાં છે, ( બયાન પણ તમોએ ઊપલા પેહેલવી તરજુમાં મધે શાંભલ્યુ છે. એવા માભારત બનાવો ભોગવતો જે પવીત્ર દિવશ, તેને **"નોરોજે ખાસે"**ને નાંમે ઓલખવામાંઆવે છે.

ભાઈઓ, હમોએ પેહેલવી દાખલાઓથી ઊપર જણાવ્યું છે કે, એ "નોરોજે ખાસે" ને બુજરગ દિવશે, પાક પરવરદેગાર સાહેબ, રેસ્તાખેજ યાને કયાંમત કરીને, સઘલાં ગુજરેલાંઓને પાછાં સજીવન કરશે. તે વકતમાં બદી કે બદીનુ મુળબીજ કે દોઝખ કાંઈ રેહેશે નહી, અને જેહેવી મીનોઈ જેહાંન છે તેહેવીજ આએ દુન્યા પણ થશે. જેહાંનનાં લોકો અમર્ગ, વગર જઈફીનાં, આજાર વગરના, નુકસાંન વગરનાં અને જીઆંન વગરનાં થશે. એવા સબબો ઉપરથી, એ દહાડાના ઉપર મવકલ જે ખુરદાદ અમેષાસ્પંદ છે, તેને પુરતાપણાનો સાહેબ કરીને કહેઓ છે. એ રીસ્તાખેજ વિશે, "જમ્યાદ" યશત મધે નિચે પ્રમાંણે આવેલું છે:—

અવસ્તા.

ઉઘરેમ કવએમ ખરેનો મજદડાતેમ યજમએદ્દ, અશ વંદરેમ, ઉપરો કઈરીમ, થમનંઘહંતેમ, વરેચંઘહંતેમ, યઉખ્શતિવંતેમ તરડાતેમ અન્યાઇશ દામાંન. યદ ઊપંઘહચદ "સઉચ્યંતાંમ" વેરેંથ્રાજનેમ. ઉત અન્યાઉસ્ચિદ હખયો યદ કેરેનવાદ ફ્રષેમ અહુમ, અજરેષિંઅંતેમ, અમેરેષિઅંતેમ, અક્રિથ્યંતેમ, અપુયંતેમ, યવએજુમ, ગવએસૂમ વસો ખષથ્રમ, યદ ઇરિસ્ત પઇતિ ઉંહિશતાંન જસાદ, જાુયો અમેરેખ્તિશ દથઇતિ, ફ્રષેમ વસ્ના અંઘહુશ. બુન ગએથાઉ અમેરેષંતિશ. યાઉ અષહદ સંઘ્રુહઇતિશ, નિશાતદ પઇતિ દરૂખશ નાષાઇતદ યડાદ અઇવિચિદ જઘમદ.

## અવસ્તાનો સાર.

અહુરમજદે પેદા કીધેલાં કઉઅતમંદ પાદશાહી નુરને હમો આરાધીએ છીએ, કે જે ઘણું જાહેર કરનાર, પરોપ્કારી, જોરમંદ, પુરતાં ડહાપણવાલું, મોરાદમંદ, બિજી (ઉલટી) ઉત્પંતીઓને તાળનાર છે. જે નુર યાને દબદબો ફ્તેહેમંદ "સોશીઓસ" ઉપર મળેઓ છે. બિજા દર એક સંબંધ રાખનારાઓ ઉપર જે ઝલકાટ કયાંમત કરશે, (તે વકતે) જગતને જઈફી વણાની, અમર્ગ, બદબો વણાંની, કોહોવાત વણાંની, હમેશે સજીવન, હમેશે કાયમ અને સલાંમત રાખશે, મરજી મુજબ સાહેબી ભોગવવી કરશે, ત્યારે ગુજરેલાંઓ શેતાબ જીવતાં થશે. તે જીવતાં થએલાં હમેશે અમર્ગ રેહેશે. એવી રીતની તે ધણીપણાંમાં કએઆંમતી મોરાદ બક્ષે છે. બાકી દુન્યા અમર્ગ રેહેશે. જેઓ સવાબ બંદગી સીખી, એક વિચારનાં થઇ, બચીત તે દરૂજનો (હેરેમની પેદાઇશનો) નાસ કરશે. એવી રીતે તે કુદરતી પોહોંચશે બેગુનાહ રાખવાને.

વળી ઉપલી યશતના સોલમાં કરદા મધે લખેછે કેઃ—

### અવસ્તા.

વનઇતિ અકેમ્ચિદ મનો વોહુમનો તદ વનઇતિ, મિથઉખ્તો વાખ્શ ફરેઉખ્ડો વાખ્શ તેમ વનઇતિ, વનાદ હઉરવાતસ્ચ અમેરેતાતસ્ચા ઉભ ષુડેમ્ચ તર્ષ્નેમ્ચ. વનાદ હઉરવાતસ્ચ અમેરેતાતસ્ચ અધેમ ષુડેમ્ચ તર્ષ્નેમ્ચ ક્રાનામાઇતિ દુઝવર્શતાઉ અરેશ અંઘરો મઇન્યુશ અખ્ષમ્નો.

તે "અશાતવદએરેતો" નેક મનથી ઉલટાં મનને મારશે, તે સાચા કહેલા શબ્દોથી જુઠા કહેલા શબ્દોને મારશે. ખોરદાદ અપેષાસ્પંદ અને અમેરદાદ અમેષાસ્પંદ (યાને પુરતાપણું અને અમરગીપણું) ભુખ તથા પ્યાસને મારવી કરશે. ખુરદાદ (જેપુરતાંપણાંનો શાહેબ) અને અમેરદાદ (જે અમર્ગપણાંનો સાહેબ) તેઓ બુરી, હારપાંમ્નારી ભુખ તથા પ્યાસને મારી, પોતાને તાબે કરશે, (તે વક્તે) બદ કાંમનો એખ્ત્યાર કરનારો, અને નબલો પડી ગએલો જે અંઘરો મઇન્યુશ તે. વગર હકુમતનો થશે. (યાને નાબુદ થશે.)

હવે પછે આવતા વકતના ઉપર કહેલા બનાવો, એ મુબારક "ખોરદાદસાલ"ને દિવશે બનશે, તે બનાવો કાંઈ જેહેવા તેહેવા નહી બનશે. હમો લાંબું કર્યા વગર ટુકમાંજણાંવ્યે છીએ કે, તમાંમ દુન્યાં તે વક્તે આજાદ થઇ બેહેશતી થશે. એવા શબબોને લીધે, એ દહાડાને પાક પરવરદેગારે મોહોટી બુજોરગી આપેલી છે.

હવે, એ મુબારક બુજોરગ દહાડે આપણને શુ કીરીઆઓ કરવી જોઇએ તે વિષે હમો જણાવ્યે છીએ.

"સદદરે બેહેરેતવીલ" નામની કેતાબનાં ૫૬ માં રમાં નિચે મોવાફૂક લખે છે કે:—

" હજરત પેગંમબર જરથોશતે ભલી દીનની રા-
" હથી એ રવેશો ફરમાવ્યું છે કે, જેવારે ફરવરદીન મ-
" હીનો ને ખુરદાદ રોજનું આવવું થાએ, તેવારે ભલી

" હીનો ને ખુરદાદ રોજનું આવવું થાએ, તેવારે ભલી
" દીનનાં દરએક જણે, બાંમદાદની વેળાએ ઘણીજ પા-
" કી પવીત્રાઈ સાથે દીનની શરત મુજબ, ખોદાતઆ-
" લાની એબાદત તથા બંદગી વધારે કરવી અને દોઆ
" માંગવી. અને હાવંન ધેહેનાં વકતમાં ખુરદાદ અમેષા-
" સ્પંદની નઈઅતે દરૂન બાજ તથા આફરીંગાંન ઈંજવું
" યા ઈંજાવવું. અને શકતી મુજબ દુન્યાઈ જેબી ચી-
" જો ખાધાની તથા પિધાની હોએ, તે સર્વે લાવી, ખુર-
" દાદ અમેષાસ્પંદની ક્ષનુમંનથી, દરૂન બાજ તથા આ-
" ફરીંગાનની નજદીક મુકીને ઈંજાવવું. અને તે સાથે,
" જેહાંનનાં પેદાકરનાર પાક પરવરદેગારનાં, હદથી જયા-
" દા સેપાસ તથા શોકર ગુજારવા. જે કોઈ શખ્સ, ઉ-
" પલે મુબારક રોજે, ઘણી પાકી તથા સફાઈ સાથે, ઉપર
" લખેઆ મુજબનો અમલ કરે તો, તેને તે વરસ, મુ-
" બારક અને ફલતું થાએ. અને રોજીની આમ-
" દાની પણ વધવી થાય અને પોતાનાં વનજ વેપાર-
" નાં કાંમમાં અને ઉમરની જયાદતીમાં પણ, ખોદાત-
" આલાની બક્ષેશથી ઘણીએક બરકકત તથા ખુબી દે-
" ખવી થાએ, અને દરએક કાંમમાં ફતેહ ફીરોજી પાં-
" મે. શાવાસ્તે જે આપણી ભલી દીનનાં અંદર એ રવેશો
" જાહેર છે કે, ખુરદાદ અમેષાસ્પંદ વરશનો મા
" છે. એ પનોતે દિવશે હક તઆલાની બક્ષેશથી
" આદમીઓનાં આખાં વરશાની રોજી વેહેંચાએ છ,
" યાને પાક પરવરદેગાર, દરેક આદમીને જે રોજી આ-
" પવાનો હોએ છે, તે આખાં વરશાની રોજી હર સાલ

" એ મુબારક દિવશો લખાએ છે. તેથીને, જે કોઇએક
" એ ખુરદાદ સાલને દહાડે, સહવારનાં વકતમાં, દરૂન.
" બાજ, "આફરીંગાંન, જો ઇંજીશ તથા ઇંજાવ્યું હો-
" એ તો, તે શખસથી ખુરદાદ અમેશાસ્પંદ ઘણો ખુ-
" શનુદ તથા ખુશાહાલ થઇને, તે ધણીની તરફથી દાદાર
" અહુરમજદની નજદીક, ઘણીએક ઓજરખાહી તથા
" ભલામંન કરી, તે ઇંજનાર તથા ઇંજાવનારને થકી,
" ઘણી નેકબખ્તી ચાહે છે. તે લીધે, ખોદાવંદ ત-
" આલાથી તે શખસની રોજી, નેક બખ્તી, હરએક
" કારો કસબ, તથા સવાબનાં કાંમો મધે ઘણીએક બ-
" રકત, ખુબી, ફતેહફીરોજી તથા ખુશવકતી વધવી
" થાએ છે."

ફરવરદીન મહીનો ને ખુરદાદ રોજને દિને બંદગી કરંવાની હકીકત, "શાપુર ભરૂચીની ફારશી રેવાએત" મધે નિચે મુજબ આવી છે કેઃ—

"ફરવરદીન મહીનોને ખુરદાદ રોજને દિને, યાને
" ખુરદાદ સાલને દિવશો, સહવારનાં પોહોરમાં બાંમદાદ
" વકતે, સરવે કોઇએ ગોસલ ઉતારી, મોએસર પ્રમા-
" ણે બની આવે તેવાં નવાં પાક કપડાં પેહેરવાં જો-
" ઇએ. પછે, કુસ્તી પાદેઆવ કરીને, હાવન ઘેહેગ
ખરશેદ ન્યાએશ ૯) અને મેહેર ન્યાએશ ૩) કરે.
રાપીથવીન ઘેહેમાં ખુરશેદ ન્યાએશ ૩) અને મેહેર
ન્યાએશ ૧) કરે. ઉજીરન ઘેહેમાં ખુરશેદ ન્યાએશ
" ૩) અને મેહેર ન્યાએશ ૧) કરે. અને એ દહાડે
" હાવન ઘેહેમાં ઇજિશને તથા આફરીગાન કરે અથવા

" કરાવે, અને દરૂન ઈંજે તેની નજદીક નવાં કપડાં,
" દુધ, મેવો તથા "નાવેહ" સર્વે મુકે. અને એ દિને સારી
" રાત પાક યજદાંની બંદગીમાં મશગુલ રેહે, અને એ
" દિને પાછલી રાતનાં અપ્રો ફ્રોહરની નઇઅતે બાજ,
" આફ્રીંગાન, ફ્રવશી સરવે પઢે અથવા પઢાવે.
" અને એ દહાડે ખુશાહાલી, જશન, અને મેહેમાં-
" ની કરે. અને એ દિને દર એકને શરાબ નો-
" શ કરવો વાજેબ છે, અને તુરત લોકોને એ દહાડા
" સેવાએ બિજે દિવશે શરાબ પિવાને દીનની કેતાબો
" મધે મને કરેલી છે. એ ફ્રવરદીન મહીનો ને ખુરદાદ
" રોજને દહાડે ખોદાતઆલા સરવે કોઈને આખાં વ-
" રશની રોજીનું બક્ષવું કરે છે; માટે એ દહાડે સરવે
" કોઇને શવાબનાં કાંમો કરવાં, અને જેમ પોતાથી બ-
" ની આવે તેમ, ખોદા તઆલાની બંદગી તથા એબાદ-
" ત વધારે કરવી. જે કોઇએ ફ્રવરદીન મહીનામાં ખુર-
" દાદ રોજને ઇંજીઓ અથવા આરાધ્યો હોએ, તેને
" આએ જેહાનમાં તમાંમ ચિજ ખુબતર અને ખોશ-
" તર થાએ. અને વરશ મુબારકી ભરેલું ગુજરે, એ દ-
" હાડાને "**રોજે બરાત**" યાને "પાક પરવરદેગારે
રોજી વેહેચવાનો દિવશ" કરી લખે છે."

પેહેલવી "નેરંગસ્તાન" કેતાબ મધે નિચે મ
બનો ફકરો આવેલો છે કેઃ—

**અવસ્તા.**

આગ પવન "નોહરોજ" યો ગાથાડ પઇરિ ઉ-
**ખ્શયઇતી સ્રાવયઅંતિ.**

## ઊપલા ફકરાનો સાર.

"નોરોજ"ના દિવશે ગાથાવાંણી (અવસ્તાઓ)નુ ઘણું વધારે પઢવું કરેઉ છે.

એ મુબારક "નોરોજે ખાસે" ને દિવશે, "ખુરદાદ યશત" જરૂર પઢવી, કારણ કે ખુરદાદ અમેષાસ્પંદ સાહેબ, તે પઢનારની નિચે લખવા પ્રમાણે પોશાતી તથા મદદ કરે છે.

### અવસ્તા.

ઞ્રઉદ અહુરો મજદાઉ સ્પિતમાઈ જરથુશ્ત્રાઈ અજેમ દડાંમ હઉરવતાતો. નરાંમ અષઉનાંમ અવાઉસ્ચ રફનાઉસ્ચ બઉનાઉસ્ચ ખીતાઉસ્ચ અવોઈ ફ્રચ યઉખ્મઇદ્દ. યો તદ જસાઇતિ અમેષનાંમ સ્પેંતનાંમ યથ જસાઇતિ અમેષનાંમ સ્પેંતનાંમ વોહુ મનો, અષેમ-વહિશતેમ, ખ્ષથ્રેમ વઇરીમ, સ્પેંતાંમ આરમઇતીમ, હઉરવતાઉસ્ચ અમેરેતાતાઉસ્ચ, યો અઓષાંમ દઓવનાંમ હજંઘરાઈ હજંવરો, પઇતિશ બઓવરાઈ બઓવનો, હપઅંખ્શતાઈ હપખ્શતયો, પઇતિશ નામેનિ અમેષનાંમ સ્પેંતનાંમ હઉરવતાતો જબયોઇદ, નસુમ જનદ, હશિ જનદ, બશિ જનદ, શઓનિ જનદ, બુજી જનદ. આઅદ, પઉઇરીમ ફ્રઞ્રઉમિ નરેમ અષવનેમ, યફજિ પઉઇરીમ ફ્રઞ્રઉમિ નરેમ અષવનેમ, યો અસ્તિ મઇન્યવનાંમ યજતનાંમ નઇરયો નામનાઉ. તાઉ બુજદ નરેમ અષવનેમ, હચ નસુમ, હચ હશિ, હચ ઘશિ, હચ શઓનિ, હચ

બુજિ, હચ હઇનયાડ પેરેથુ અઇનિકયાડ, હચ દ્રફ્ષયાડ પેરેથુ ઉજ ગેરેપ્તયાડ, હચ મઝ્યાઈ દ્રવતયાઈ સાસ્તયાઇ, હચ સ્તરાઈ વઇરિયાઈ, હચ નરો સાસ્તયાઇ, હચ યાતાઈ, હચ પઇરિકાઇ, હચ ઉરવિસ્ત.

## અવસ્તાનો સાર.

(પેગંમબર સાહેબ) અષો જરથુશતને (બંધે જેહાનની હસ્તીને પેદા કરનાર) અષો અહુરમજદે કહીઉં કે, (બુજોરગ સરદાર) ખુરદાદ અમેષાસ્પંદને મેં પેદા કીધો. અષો લોકોની મદદે પોહોંચનાર, રામશનીનો પોહોંચાડનાર, બલાશીનો બક્ષનાર, તરોતાજગીનો આપનાર, અને મદદે પોહોંચનાર છે. જેમ, "બેહેમંન," "અરદી બેહેશત," "શોહેરેવર," "સફંદારમદ," ખુરદાદ, અને "અમેરદાદ" અમેષાસ્પંદો અષો લોકોની મદદે પોહોંચે છે તેમ, એ ખુરદાદ અમેષાસ્પંદબી આરાધનાં કરનારની મદદે પોહોંચે છે. કે તેઓ અમેષાસ્પંદો કરતાંનેબી, તું ખુરદાદ અમેષાસ્પંદની વધારે આરાધનાં કર; કાંએ કે તે, હજારાં હજાર ઘણા લાખાં લાખ ઘણા, અને બેશુમારાં બેશુમાર ઘણા તમાંમ દેવોને, યાને બલા, આજારને ટાળે છે, નસસ યાને રીમનીનાં દેવને, એટલે અંધરેમઇનીઉશાની સાકાને, હેસંમ યાને ગોસ્સાના દેવને, રંજ, આજારને, ગંમગીની તથા માહેતંશીને, બદી તથા બુરાઇને ટાળે છે. જો અષો મરદ કોઇ મરદ, કે પેહેલાં એ ખુરદાદ અમેષાસ્પંદને પઢે, અથવા યાદ કરે, તો તે મરદ તમાંમ મીનોની પેદાએ-

શમાં નામનો ઉઠાવનાર છે. કાંએ કે, તે ખુરદાદ અમે-
ષાસ્પંદ અષો મરદોની, નસસ દેવથી, હેશંમ દેવથી,
ગજબ ભરેલા દેવથી, જારી તથા માહુતંમપોશીના દેવ-
થી, નેસ્તીનાં ચાહાનાર બુશ દેવથી, કીનાં ભરેલાં બેશુમા-
ર દુશમનનાં લશકરથી, બોલંદ જુનદા ઉઠાવેલાં દુશમ-
નનાં લશકરથી, જેઆંગાર દોજખી આદમીઓથી, બ-
દકાર ઓરતો તથા મરદોથી, જાદુગર અને પરીઓથી, ઉ-
પલી સઘળી બદીઓથી નીઘેબાંની કરે છે, તથા ખલા-
શી બક્ષે છે.

એ "નોરોજે ખાસે"ના દિવશ વિશે, "ફરહંગે જે-
હાંગીરી," "ફરહંગે બુરહાંને કાતે," અને સમસુલ લો-
ગાત," એ ત્રણે કેતાબો મધે નિચે મુજબ એક સરખી
રીતે લખે છે કે:—

## ફારશી એબારત.

"નોરોજે ખાસે" રોજીસ્ત, કે નામે આન રોજ
ખુરદાદ અસ્ત, આન શશુમ ફરવરદીન માહ બા-
શદ. આન રોજ હમ "જમશીદ" બર તખ્ત નેશ-
સ્ત વ ખાસાનરા ટલબીદ વ રસ્મહાએ નેકુ ગુ-
જાશત વ ગુફત, ખુદાએ તઆલા શુમારા ખલક
કરદે, બાએદ કે, બ આબહાએ પાકીજે તન બે-
નેદ વ ગસ્લ કુનેદ વ બ સેજદે વ શોકર ગુ-
જરી મશગુલ બાશીદ, વ હર સાલ દરીં રોજ હ-
મીન દસ્તુર અમલ નેમાઈએદ, વઈન રોજરા
બનાબરીન "નોરોજે ખાસે" ખાનંનદ.

### ઊપલા ફારસી ફકરાનો સાર.

"ખાસ નોરોજ" નો દહાડો ફરવરદીન મહીનાનાં ખુરદાદ રોજે છે, કે જે દહાડે પાદશાહ "જમશેદ" તખ્ત ઉપર બેઠો, અને ઉમરાવ લોકોને બોલાવીને નેક રસમો દાખલ કીધી. આ વકતે તે બોલીઓ કે, બુજોરગ ખોદા તઆલાએ આપણને પેદા કીધા છે, માટે, તમોને ઘટેછે કે, ચોખાં પાણીએ તમારૂં તન ધોઇને નાહાવો, અને ખોદાતઆલાનો ઉપકાર માનવાને મશગુલ થાવો. એજ રીતે દર વરશે એ દહાડે તમો કરજો. આએ સબબ ઉપરથી એ દહાડાને લોકો "નોરોજે ખાસ" કેહેવા લાગ્યા છે.

વળી, ઉપલીજ કેતાબો મધે લખે છે કે:—

### ફારસી એબારત.

ગોયંદ અકાસેરે હર સાલ અજ "નોરોજે આમ્મે" તા "નોરોજે ખાસે" કે શશ રોજ બાશદ, હાજેતહાએ મરદુમાનરા બર આવોરંદી, વ જેનદાન્યાનરા આજાદ કરદંદી, વ મહરૂમાનરા અફુકરમુદંનદી, વ બ અએશ વ શાદી મશગુલ બુદંનદી.

### ઉપલા ફકરાનો સાર.

એવું કેહેછે કે, પાદશાહ "નોશેરવાંન" દર વરશે "નોરોજે આમ્મે" થી તે "નોરોજે ખાસ" શુધીનાં ૬ દહાડા, લોકોની હાજેતો બર લાવતો, બંદીવાંનોને છોડી દેતો, ગુનેહગારોને માંફી બક્ષતો, અને મોજ મજાહમાં મશગુલ રેહતો.

હમદીન ભાઈ સાહેબો, "નોરોજે ખાસે" નાં ઉ-પલાં બએઆંનથી, તમો દીનદાર સાહેબોની પુરતી ખા-તેરી થઈ હશે કે, એ બુજોરગ દહાડાની બુજોરગી કાંઈ જેહેવી તેવી નથી. એ "નોરોજે ખાસે" ની મોહોટાઈ, "નોરોજે આમ્મે" કરતાંને પણ વધારે છે, તેનું કારણ, એ બુજોરગ દિવસે થએલા બનાવો અને હવે પછે થ-નારા બનાવો ઊપરથી, આપણને ખોલ્લું માલુમ પડે છે. એવો માહભારત અને નામાકીત દિવસ, આપણ જરથોશ-તીઓને જેવી તેવી રિતે ગુજારવો ન જોઇએ. એ દિ-વસ ઉપર પાક પરવરદેગાર સાહેબની તથા તેની કામેલ શકતી ખુરદાદ અમેષાસ્પંદ સાહેબની ખશનુદીથી, બંદગી તથા એબાદત, બને તેમ વધારે કરવી જોઇએ છે. અને તે સાથે, એ બુજોરગ દિવસે, ખુરદાદ સાલ-ની ખશનુમનથી ઇજિશને, બાજ, આફ્રીંગાન અને સતુમ ખચીત પઢાવવાની દર એક જરથોશતીઓને ફરજ છે. એને તે સાથે, આપણને પેદા કરનાર સાહેબ-ની નઇઅતે તથા અષો ફ્રોહરની નઇઅતે પણ, બાજ, આફરીંગાન પઢાવવું જોઇએ છે. અને એ સાથે, એ દિવસે પોતાની શકતી મુવાફેક સારો પોશાગ પેહેરવો, સારૂં પકવાન કરાવીને પોતાનાં કુટંબ સાથે બાજ ઇ નેઆંમત કરવું તથા હરદંમ પાક યજદાંના શોકર ર થઇ ખુશ મીજાજથી રેહેવું જોઇએ છે.

ભાઈઓ ! આપણી પાદશાહાતના વકતમાં, આપ-ણાં ઈરાનમાં, એ બંને "નોરોજ" ના દહાડા ભારે ધાંમ ધુમે પસાર થતા હતા. તે મધેના "નોરોજે ખાસે" ને

દિવશો તો, અજાએબ તરેહની રાંમશાની ગુજારવામાં આવતી હતી. અને એ નામાકીત દહાડાની બુજોરગી ખાતર, એની આગમજના, "બેહેમન," "અરદીબેહેશત," "શોહેરેવર," અને "સફંદારમદ" "એ ચેઆર દિવશો પણ, "નોરોજ" તરીકેનાજ ગણીને, **"નોરોજે આમ્મે"** થી તે **"નોરોજે ખાસે"** શુધીનાં ૬ દિવશો, એકંદર રીતે ધંધો, નોકરી બંધ કરી, બંદગી તથા મોજ, મજાહ અને નિરદોશ રમતમાં ગુજારતા હતા, અને તે સાથે, એ દિવશો ઉપર પોતાની ગુંજાસ પ્રમાંણે, લોકોની હાજતો બર લાવતા હતા. "નોરોજે ખાસે" ને દિવશે તો કુલ્લે ખાસો આંમ લોકો, જેહેવા કે પાદશાહો, પેહેલવાંનો, અમીરો, સેરદારો, ઉમરાવો સુબાઓ, અને દરએક વર્ગના મળીને, એ તેહેવારના દિવસની રચનાં કરવામો આવતી હતી. અજાએબ રાંમશાની તથા હેરતભરી ધાંમધુમથી, એ દિવશ કાંઈ નેહારોજ દેખાવમાં જણાતો હતો. જશનોના મેલાવરાઓથી તથા ખાણાં પીણાંની કીરીઆઓથી તો ગોએઆ એ દિવસ, આકાસવાશી દિવસના જેહેવો બની રેહેતો હતો. શુંદરમાં શુંદર પોશાકો, સારામાં સારાં પકવાંનો, અજાબેબમાં અજાએબ રાંમશાની, ભારીમાં ભારી ગમત સરસમાં સરસ ખુશાહાલી, અને મીઠામાં મીઠી મો· ઉપ્યોગ એ દિવશે મચી રેહેતો. પાદશાહને તખ્તે રાજી દાદ ઈનસાફમાં મશગુલ થવાનો પણ, એજ ૩ બારક અને બુજોરગ દિવસ ઠેરવાએલો હતો. સખાવત અને બક્ષેશોનોતો ગોએઆ એ દિવસ ઉપર વરસાદ

વરશી રેહેતો. નજરાંણાં અને નેઆંમતો પોતાના ભર-પુર આકારમાં એજ દિવસ ઉપર નજર પડતાં હતાં. એ-ખ્લાસ અને હમ્નશીનીનો દેલઆરાંમ દેખાવ, એજ દિવસો ઉપર, જોઇએ તેવી રીતે આપી શકાતો હતો. નિરદોશ ગમતને લગતો કોઇબી એવો ભાગ બાકી ન રેહેતો હતો, કે જેનો ઉપભોગ એ દિવસો ઉપર નહી કરવામાં આવતો. શેહેરો તથા મોહોલાઓ, ગાંમડા-ઓ તથા ગલીઓ, રચણાં રામશાનીનાં બાજારની મુ-વાફેક પુર જોશમાં બિરાજી રેહેતાં. આ સઘળું જે બન્તું તે મુખ્ય કરી, આપણાં બેહેશત મીસાલનાં પુરાતમ વતન ઇરાંનમાં બન્તું હતું. આજે પણ એ દેશમાં, જો કે ત્યાંની પરજા તથા રાજા તદંન પા-રકી કોંમનાં, જુદા ધરમનાં, તથા પરાએઆ દેશનાં છે, તો પણ, આ પ્રખ્યાત તેહેવારને, અતીશએ માન આપી દમાંમ તથા રામશાનીથી ભોગવવામાં આવેછે. અફસોસ ભરેલું છે કે, આપણે આપણાં બુજોરગ નયાગાંનોનાં એ બુજોરગ રેવાજને, તેની અસલતો શું પણ નાહાની જેવી જાહો જલાલીમાંબી, ભોગવી શકતા નથી. ખરેખર એ દિવસો જો આપણે થોડી ઘણીબી જાહો જલાલીથી નહી ભોગવીએ તો તે ઘણું દેલગીરી ભરેલું છે. એ ી ભરેલો રેવાજ આપણાં ટોલામાં પાછો જાએજ થતો એ એવું આપણ સરવે લોકોએ ઇછવું જોઇએ. અને એ દિવશો ખુશહાલી ભરેલાં મોહોટાં જશનો દરેમેહેરો તથા મુખ્ય જગાઓમાં થવાં ઘટે છે; અને તેમાં શું ફકીર કે શું અમીર, શું રાજા કે શું પરજા,

સરવેએ એક દેલથી, એક સરખી રીતે, તેમાં શાંમેલ થઈ, એખ્લાસ તથા મોહોબ્બત બતલાવી, એ દહાડાની બુજોરગીને માન આપવું ઘટે છે. પોતાનાં મકાંનોને તથા બદનોને મોહોતાજ મુજબ શીનગારવાં, તથા શકતી મુજબ ખાણું પિણું કરવું ઘટેછે. ખેરખેરાતને માટે પોતાના હાથને મોકળો કરવો વાજેબ છે. અને એ દિવશો ઉપર તવંગર લોકોએ ખરી નાચારી હાલતમાં આવેલા જરથોશતી બંદીવાનોને છોડવવા જોઈએ છે. અને ટુકામાં જણાઊંછું કે, એ દિવસે આપણાં પવીત્ર ધરમની રૂએ બંદગી તથા કીરીઆ કાંમો, જેમ મેં ઉપર જણાવ્યું તેમ, કરવાં જોઈએ છે. અને એ મુબારક દહાડામાં રાત દહાડો બની આવે તેમ ખોદાતઆલાની બંદગી ગુજારવી જોઈએ છે. એવી રિતની જરૂરીઆત ફરજો અદા કરવાને બદલે કેટલાકો માત્ર હલકી કીસંમની મોજ મજાહમાંજ એ પવીત્ર દિવસ ગુજારે છે. હાવા ખુબી ભરેલા દિવસોએ બંદગીને બદલે, અને નિર્દોશિ ગમતોને બદલે, તેથી તદન ઉલટીજ ગુનાહાભરેલી મોજ મારવી એ ખરેખર અફસોસ કરવા તથા ધિકારવા જોગ છે. એમ થવું જેમ બને તેમ જલદી આપણાં માંનવંત યજદાં પ્રસ્ત ટોળાથી બંધ થાએતો ઘણુંજ સારૂં. વળી, એ નોરોજોને દિવસે આપણાં લોકો એક મેક સાથ હમાજોર લિએ છે તે ઘણીજ ઉમદા રિતી છે. એ માજોર લેવાની મતલબ એખલાસ તથા મોહોબ્બત બ. ખવાની, તથા એકમેકના સવાબમાં શાંમેલ થવાની છે. એક બિજામાં જો કાંઈ દેલગીરી ઉપજાવવા જોગ સબ-

ઓ બન્યા હોએ, યા કપટ, કિનો, અદાવત જેવું કાંઇબી થયું હોએ, તે તદનજ વિસરી જાઈ, દેલની આરશી સાફ રાખી, મનમાં માયા તથા મુરવત લાવી, પાછો એખલાસ માંડવો, એ, નવાં વરશની મીસાલે નવી ખુશહાલી પાંમવાનો સબબ છે, અને તેની જાહેર નીશાંની તથા દેખઇતી હિલચાલ એ, હમાજોર છે. દર એક જરથોશાનીઓએ પોતે એક બિજામાં કાંઈ જુદાઈ જેવું બનેલું હોએ તે વિસરી જાઈ, તેમની સાથે એખલાસ ભરેલી રીતે, જરૂર હમાજોરમાં શાંમેલગીરી બતલાવવી જોઇએ છે. દીનદારોને, પરહેજગારો સાથે હમાજોર લેઈ તેમની દોઆનો પોતા ઉપર વધાવો લેવા માટે, તેને આએ આઇતી, એક સારી અને અગત્યની તક છે.

હવે, આએ બાબત સમાપ્ત કરતાં આએ "નોરોજે ખાસે"ની મુબારક બાદીમાં, ખાકસાર તમો દીનપરવરોને, દોઆ ચાહે છે તે તમોને બારી હકતઆલા આમીન કરે.

ઓ! અષો અહુરમજદ, આએ બેસ્તા નોરોજનુ નવું સાલ, જેહાંનની સાથે, કુલ્લે હમારા હમદીન ભાઇઓને મુબારકી સાથનું અને આબાદી ભરેલું તું કર! એ મુબારક વરશમાં કુલ બેલકતને તથા તાહારી સઘલી પેદાફશોને ઘણીજ આબાદ, ખોશાહલ અને તરોતાજેહ ભરેલી તું કર! ઓ! કુદરતવાંન સાહેબ, તારી કરમ બક્ષેશથી હમેશે હમો બંદાઓને [illegible]હારી પનાહમાં [illegible]

[illegible]! અને જમાનાંની ગેરદેશાની હરએક બલાઓ તથા [illegible]ફતોથી તું હમોને જાલવેઆથી સંભાલતો રેહ! અને હમેશે હમો સઘલાંઓને તમાંમ મુબારકબાદી, લાડ, એશ આરાંમ, નેક બખ્તી, અને લાંમબી જીનદગી સાથે તંનદરોસ્તી ભરેલા તું રાખ! અને હમેશે હમો સઘલા

દીનદારોને મોહોટી બુજોરગી, દબદબો, પાકી પરહેજગારી, નામદારી, અને નેકનાંમી સાથે તું રાખ! અને એ મુબારક વરશમાં માહારા હમદીન ભાઈયોનાં માલ મતા તથા જર ખજાણાંઓમાં તથા ધંધા રોજગારમાં તથા ખેતીવાડી, બાગ બગીચાઓમાં ઘણાજ નફાઓનું બક્ષવું તું કર! અને હમો દર એકને નેક રાહ ઉપર ચાલવાની, રાસ્તી બોલવાની, તથા તાહારા હોકમો દેલો જાંનીથી બજા લાવવાની નેક હેદાએત તું બક્ષવી કર! અને હમેશે માહારા જાતીલાઓની એક બિજામાં મોહોબત, દોસ્તી, રેહેમ, માએઆ, અને શરમ, હએઆ રાખવાની રેહેનુમાઈ તું બક્ષવી કર! અને સઘલા તાહારા યજદ અમેષાસ્પંદોને હમેશે હમો જરથોશતીઓ ઉપર નિગેબાંન અને મદદગાર તું કર! અને તાહારા મોકલેલા સાચા પેગંમબર અષો જરથુશતનાં પવીત્ર રૂહને હમેશે હમાંરૂ પોશત પનાહ તું કર! ઓ અષો અહુરમજદ! હમો જરથોશતી બંદાઓનાં જે જે ગુનાહઓ થયા હોએ તે તે તાહારી રેહેમ અને મેહેરબાંનીનાં પવીત્ર પાંણીથી ધોઈને માફીની બક્ષેશ તું કર! ઓ! પરવરદેગાર સાહેબ! હું કમીનાં બંદાએ, માહારા તમામ જરથોશતી ભાઈયો વિશે, તથા કુલ્લે ખલકત વિશે જે દોઆઓ ચાહી છે તે, સઘલી તહારી જનાબમો કબુલ ફરમાવીને, તાહારી સઘલી ખેલકતને એ "[illegible]રોજ"નુ સાલ[illegible]બારક કરેઆથી, તમાંમોને આબાદ અને ખુશાહલ તું રાખ! આમીન!

---

સમાપ્ત.

---